# અનુક્રમણિકા

એપ્રિલ–જુન ૧૯૫૯

## સર્જન અને નિબન્ધો

માનસી ગ્રન્થશ્રેણી. તંત્રી વિજયરાય ક. વૈદ્ય [૧૫૮૨ કૃષ્ણનગર ભાવનગર]
ઉપતંત્રી શરદ દવે. પ્રકાશનસ્થાન. આનંદ પ્રેસ, સ્ટેશન રોડ; ભાવનગર.
શાખાઓ: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ ૨. ગુર્જર ગ્ર. ર. કાર્યા.
અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૪; વિદેશ રૂ. ૬; છૂટક રૂ. ૧.

આ અંકમાં કુલ પાનાં ૨૪૪ નું વાંચન છે. * પાનાં ૧૯૩ થી શરૂ કરી, બીજાના મુદ્રક પણ જ. મો. મહેતા (ભાવનગર સમાચાર પ્રેસ, ભાવનગર) છે.

# ધ્યાનમંત્ર

## ભરતભૂમિ

શું તે જ ભરતભૂમિ આ એ, (૨)
બ્રહ્મરસે ભીના ઋષિવરની, તે બ્રહ્મવેદી તે આ એ !

× × ×

વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ વળી ભરદ્વાજ
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે ઝળહળે સદાય
તે તેજ ભરતભૂમિ આ એ.

કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ, ભવભૂતિ, ભારવિ
ભાસ, મેંઠ, શૂદ્રક, બિલ્હણ, વળી શ્રીજયદેવ, શ્રીહર્ષ, માઘકવિ,
જગન્નાથ, સુર-ચંદ્ર ચંદ, રવિ, પ્રેમી પ્રેમાનંદ આદિ કવિ.
પરમપ્રવાહી રસામૃતની જહીં આકંઠ કાન્ત પાયે,
તે તેજ ભરતભૂમિ આ એ

અમર કવિવરનું નૈસર્ગિક તે યશમંત્ર તે આ એ.

× × ×

ચરણ પખાળે જલધિ પ્રીતથી, ઋતુઋતુ પૂજે પત્રપુષ્પથી
ભાનુ કરે ત્રયકાળ આરતી, વાયે ચમર સમીર સુરીતથી,
સુભગ સરિત શુચિ લલિત લાસ્યથી
મૃદુ, મર્મર કલરવ-વિન્યાસથી,
સુજશ દીસે દિશદિશ પ્રકાશતી.
પ્રેમતણા ઉપહાર અર્પી વળી જયજય જન ગાયે.
તે તેજ ભરતભૂમિ આ એ,

ભૂમંડળમંડન જનનંદન અમ આર્ય માત તે આ એ,
તે આર્ય માત અમ આ એ.

[ કે. હ. ધ્રુવ : 'સાહિત્ય અને વિવેચન' ભાગ. ૧.]



ભારતથી આવેલા પ્રતિનિધિમંડળ પાસેથી, એમની આગલી મુલાકાત
વખતે, કોઈ પુનિત અવશેષનો સ્વીકાર કરતા **દલાઈ લામા**



થોડાં વર્ષ પર પાટનગર લ્હાસામાંથી નાસી છૂટીને ગ્યાન્ત્સે
નજીક પહોંચેલી તિબેટી રાજકર્તાઓની વણજાર

ફોટો : 'લોકમિલાપ'ના સૌજન્યથી

પુસ્તક ઓગણીસમું અંક બીજો

# માનસી

એપ્રિલ-મે-જુન ૧૯૫૮

## સ્વાધ્યાય

### જ્યોતિનાં સન્તાન

[ રવીન્દ્રનાથ ઠાકુર-રચિત આ કાવ્ય ગુર્જરદેહે 'મજનૂન'નો-'સ્વ. નપિલભાઈ પ. ઠક્કરની) રચના હોઇ, એમની પુણ્યસ્મૃતિમાં અહીં જુન ૧૯૨૦ના ચેતન-માંથી (પૃ.૨) પુનર્મુદ્રિત કરી છે. ]

જય ! જય ! દીપક છે તૈયાર,
તમ હ્રદયજ્વાલ ધરી કરો એ જ્યોતનો વિસ્તાર.

તારક ભૂમિના યાત્રાળુનો તિમિર-નાશક નાદ,
ભાનુઉદયને શિખર ચડવા મોકલે છે સાદ.-જય !૦

તમ કીર્તિનાં ગીતો ગજાવે અપ્સરાનો સાથ
જયનો સિતારો લે તમારો વિજયધ્વજ નિજ હાથ-જય !૦

શાને પછી નિર્બળ બનો ? શાને ગુમાવો શૂર ?
ઓ બન્ધુઓ ! ક્યાં હ્રદયબળ એ ? ક્યાં તમારું નૂર ?-જય !૦

હો પવન ઘૂઘવે વનવને, અંધાર ભૂલવે ભાન,
ભીષણ સ્વરો છો ઘુવડ એ ગાતાં રુદનનાં ગાન-જય !૦

આકાશના શિખરે ઊભા મંત્રો ફિરસ્તા ગાય,
યુગયુગજૂની એ પ્રાર્થના તમ ભાલ પર અથડાય-જય !૦

"કર દૂર તિમિર મને અખંડિત જ્યોત એક બતાવ,
મૃત્યુ નિવાર અને અનન્ત અમરપણામાં લાવ."-જય !૦

નિદ્રા તજો, ફેંકો નિરાશા દૂર, ધરવા ભાન,
જાગો, ફરી ગૌરવ ધરો, છો જ્યોતિનાં સન્તાન.-જય !૦

# સત્વ—રામાયણ

## સ્તુતિ

શુભારંભે સ્મરી ગણેશ,
લેખનકાર્યે કરું પ્રવેશ;
વાંછું વાણી વંદી વ્યાસ,
સરસ્વતી ચરણે ધરી નિવાસ;
શારદા વ્યાસ ગણેશ સાથ,
પ્રેરી દોરે બાળક હાથ.

## બાલકાંડ

રઘુપતિ રાઘવ રાજા રામ,
પતિતપાવન સીતારામ.
[ કાવ્યનો રાગ એ ધૂનનો ]

૧

શ્વાસ નિઃશ્વાસે હૃદયારામ,
થાયે સ્મરણે દુઃખવિરામ;
•વાણીવન્દન રામ-રામ,
સ્મશાનપન્થે નામ શ્રીરામ,
દુઃખપીડિતના દિલમાં રામ,
પ્રાણીમાત્રના આતમરામ.

૨

શુકલ નવમી ચૈતરમાસ,
રવિ મધ્યાન્હે જન્મ પ્રકાશ,
દશરથ ને કૌશલ્યામાત,
પ્રભુ પધાર્યા જ્યાં સાક્ષાત,
આનન્દ-ઉત્સવ મંગળકામ,
ઊછળે હર્ષ અવધધામ.

૩

અવિચલ આંકે જન્મે રામ,
અફર નવકે અચલ નામ;
એક પત્ની વચન એક,
જન્મ જીવન બાણુ જ એક;
નવનો મહિમા નવમી નામ,
મર્યાદા-પુરુષોત્તમ રામ.

૪

જન્મ્યા લક્ષ્મણ સેવા કાજ,
શ્રીરામ-પગલે વાજોવાજ;
સમર્થ શેષનો અવતાર,
સેવક, બન્ધુ ને બ્રહ્મચાર.
દીપાવે પુત્ર સુમિત્રા નામ,
રોમે-હૃદયે રાખી રામ.

૫

શંખ સુદર્શન હરિને હાથ,
એ જ જન્મ્યા બાંધવ સાથ;
શત્રુદમન ને ભરતભાવ.
જોતા દશરથ પુણ્યપ્રભાવ;
ઉભય જનેતા કૈકેયી નામ,
મન્થરા કેરા દોરદમામ

૬

શરદપૂર્ણિમા ચન્દ્ર આકાશ,
ઝૂલે પારણે પૂર્ણ પ્રકાશ;
દીઠું કૌતક માત ને તાત,
રામ-તેજમાં રજનીનાથ;
મયંક સાક્ષી દીધું નામ,
રામચન્દ્ર જે પૂરણકામ.

૭

રામચન્દ્રનાં મહિમાગાન,
કલંક સુધાનાં સંગમ પાન;
મયંક સુધાથી ભરશે સોમ,
કલંક સઘળાં ધરશે સોમ;
ગુરુ ત્રિકાળી વસિષ્ઠ નામ,
ભાખ્યું ભાવિ સાર તમામ.

: વિદ્યુતરાય યશવન્તપ્રસાદ દેસાઈ :

ઇન્દુકુમાર છગનલાલ દવે

# અમરૂ-શતક

અમરૂ—શતક સસ્કૃત સાહિત્યનુ એક શૃગારપ્રચુર કાવ્ય છે લોકોક્તિ છે કે શ્રીમદ્ શકરાચાર્ય અને મડનમિશ્રના સહ-ધર્મચારિણી શ્રીમતી ભારતીદેવી વચ્ચે શાસ્ત્રાર્થ તથા વાદવિવાદ કરવાનુ નક્કી થયુ, ત્યારે ભારતીદેવીએ શૃગારરસની ચર્ચાથી શાસ્ત્રાર્થનો આરભ કર્યો. શ્રીમદ્ શકરાચાર્ય તો આ રસથી તદ્દન અજ્ઞાન એટલે તેમણે ૭ માસની મહોલત બાદ શાસ્ત્રાર્થ શરૂ કરવા પડિતપરિષદ્ પાસે વિનતિ કરી પડીતોએ તે વિનતિ સ્વીકારી

સસારભોગ સિવાય આ જ્ઞાનપ્રાપ્તિ અશક્ય લાગતા શ્રીમદ્ શકરાચાર્યે નિધન થયેલ અમરૂક રાજાના શરીરમા પોતાનુ જીવારોપણ કર્યુ, અને શિષ્યોને પોતાનો દેહ ૭ માસ સુધી સાચવવા સૂચના આપી. આ રીતે અમરૂક રાજાના દેહમા વસીને શ્રીમદ્ શકરાચાર્યે શૃગાર, કામશાસ્ત્ર, રતિક્રીડા વગેરેનો પૂર્ણ અભ્યાસ કરી શ્રીમતી ભારતીદેવી સાથે શાસ્ત્રાર્થ શરૂ કર્યો અને પૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો

૭ માસના અમરૂક રાજાના દેહમા શ્રીમદ્ શકરાચાર્યના જીવારોપણ દરમિયાન શ્રીમદ્ શકરાચાર્યે અમરૂ શતક લખ્યુ •

આ લોકોક્તિ જ છે પણ સસ્કૃત ભાષાનો વૈભવ, સુદર પ્રાસાદિક પદોથી અમરૂ શતકમા પૂર્ણપણે ખીલ્યો છે.

સોએ શ્લોકનુ એક સળગ કાવ્ય આ નથી પણ દરેક શ્લોક સુદર કાવ્ય છે, તેથી જ કહેવાયુ છે કે

अमरुक कवेरेक श्लोकन्यशतानिव •

અહી આ ભાષાતરની ટીકામા મુખ્યત્વે અર્જુનવર્મદેવની રસિક સજીવિની ટીકાનો જ આધાર લેવાયો છે.

આશા છે કે આટલો આ કાવ્યનો પરિચય બસ થશે.

: ૧૦ :

यात्रा किं न मिलन्ति सुन्दरि पुनश्चिन्ता त्वया मत्कृते,
नो कार्या नितरां कृशासि कथयत्येवं सबाष्पे मयि ।
लज्जामन्थरतारकेण निपतत्पीताश्रुणा चक्षुषा
दृष्ट्वा मां हसितेन भाविमरणोत्साहस्तया सूचितः ॥

શુ પાછું ક્હિયે ગમેલ ન મોરે વિના મઝામી કરે,
“જો આ ત્હારૂ શરીર ખૂબ દુગ” એ જ્યારે કહ્યા શબ્દ મે
લજ્જાથી, મૃદુ રોતના નયનથી ને આસુ સતાડતા
ધીમા હાસ્યથી, સૂચવ્યુ નચ્છકનુ મૃત્યુ મને દૃષ્ટિમા

લજ્જાથી મૃદુ ડોલતા નયનથી ઈ.– બહાર પ્રસ્થાન કરતા નાયકે જ્યારે ઉપના શબ્દો કહ્યા ત્યારે નાયિકાએ જવાબમા એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના જ શરમથી ઘડી ઘડી ઢળી પડતા, અને વિયોગ દુઃખના વિચારથી આવતા આસુને અટકાવવાનો પ્રયત્ન કરતા નયનથી, ધીમુ હસીને એવુ સૂચન કર્યું કે વિયોગદુઃખથી પોતાનુ તો મૃત્યુ જ છે પ્રસ્થાનસમયે આસુ અમંગલ છે તે નાયિકાને ધ્યાન છે તેથી આસુ સતાડવા પ્રયત્ન કરે છે જુઓ ચૌર-પચાશિકા

“અદ્યાપિ તન્મનસિ સપ્રતિ વર્તતે તે !”

પ્રવાસથી ઉત્પન્ન થતો વિપ્રલંભ છે શબ્દોનો ઉત્તર ગૂઢ ચેષ્ટાથી અપાતો દેખાડી નાટ્યોત્તર અલંકાર યોજ્યો છે

: ૧૧ :

दम्पत्योर्निशि जल्पतोर्गृहशुकेनाकर्णितं यद्वच-
स्तत्प्रातर्गुरुसन्निधौ निगदत श्रुत्वैव तारं वधू ।
कर्णालम्बितपद्मरागशकलं विन्यस्य चञ्च्वा पुरो
व्रीडार्ता प्रकरोति दाडिमफलव्याजेन वाग्बन्धनम् ॥

રાતે દંપતિ વાત સર્વ સુણતા પોપટ પ્રભાતે રહે,
સઘળું સર્વ કહ્યું ગુરુજન કને, લજ્જા સહી લેઈ એ

કર્ણે ધારિત રક્તરંગ મણિને ચંચુકને મૂકીને
વાણી બંધ કરે શું દાડિમ ફલ વ્યાજેથી એ સુંદરી

લજ્જાભરી–ચોથી લીટીમા આવતા સુંદરી શબ્દનુ વિશેષણ,

સંસ્કૃત શબ્દ "વ્રીડા"નો ગુજરાતી ભાષામા એક શબ્દથી અર્થ થઈ શકતો નથી તેથી વ્રીડાર્તાનો "લજ્જાભરી" અર્થ યોજ્યો છે વ્રીડાનો અર્થ સ્વાભાવિક લજ્જા નથી પણ પોતાના શૃંગારભાવો કોઇ જોઈ જાય ત્યારે જે શરમ ઉત્પન્ન થાય તે વ્રીડા

રાત્રે પતિપત્નીએ કરેલ તમામ વાતો પોપટે સવારમા વડીલો સમક્ષ કહેવા માંડી તેથી પત્નીએ પોપટને વાત કરતો અટકાવવા પોતાના કાનના એરીંગનુ માણેક તેની ચાંચ પાસે મૂક્યુ પોપટ તેને દાડમનુ બીજ માની ચાંચો મારી તે કેમ તૂટતુ નથી તે વિચારમા જ રહ્યો આ રીતે પોપટને છેતરી સુંદરીએ તેની વાત બંધ કરી.

દંપતીની અર્થહીન વાતોમા–લાંબા વિયોગ પછી—આખી રાત જાય તે સંસ્કૃત કવિઓની રસમય કલ્પના છે

ઉત્તર રામ ચરિત—કિમપિ કિમપિ મંદ મંદમાશ્લિષ્ટસાનુ

લજ્જાથી પુષ્ટ થનેલ સંભોગશૃંગાર છે કાનના અલંકારના માણેકમાં દાડમબીજની ભ્રાંતિ ઉત્પન્ન થતી હોવાથી ભ્રાન્તિમાન અલંકાર છે

: ૨૩ :

एकस्मिन्शयने पराङ्मुखतया वीतोत्तरं ताम्यतो ।
रन्योऽन्यं हृदयस्थितयाऽप्यनुनये संरक्षतोर्गौरवम् ।
दंपत्योः शनकैरपाङ्गवलनान्मिश्रीभवच्चक्षुषो-
र्भग्नो मानकलिः सहासरभस व्यावृत्तकण्ठग्रहः ॥

શય્યા એક મહિં પરાઙ્મુખ થયા રોકી બધા ઉત્તર
ચિત્તે બેઉ તણા પ્રમાણ છતાં રક્ષી રહી ગૌરવ,
ધીમે લોચન અંત દંપતિ તણા નેત્રો જરા જ્યાં મળ્યાં
ત્યાં રોષ હસી પડ્યા તુરત બે આશ્લેષમા ઢળ્યા

પરાઙ્‌મુખ થયાં—એક બીજા તરફ પીઠ ફેરવીને સૂતાં.

ચિત્તે બેઉ તણા-મનથી બન્નેને એક બીજાને મનાવવા ઇચ્છા છતાં

વાળ્યે લોચન અંત—રીસાએલાં છતાં એકબીજાને જોવાની ઇચ્છાથી બન્નેએ આંખના ખૂણા એક બીજા તરફ વાળ્યા. આંખો મળી કે કલેશ જતો રહ્યો. બન્ને હસી પડ્યાં અને કંઠાશ્લેષમાં વ્યાપૃત થયાં.

પ્રણયમાનથી શરૂ થતો વિપ્રલંભ શૃંગારથી શરૂ કરી કવિએ સ્વર્પાત્મક સંભોગશૃંગાર રસ યોજ્યો છે.

આવા પ્રણયમાનનું પરિણામ તો આશ્લેષમાં જ આવે. જુઓ જાનકીહરણ સ. ૮, શ્લોક ૫૩.

: ૨૪ :

पश्यामो मयि किं प्रपद्यत इति स्थैर्यं मयालम्बितं
किं मा मालपतीत्ययं खलु शठः कोपस्तयाप्याश्रित ।
इत्यन्योन्यविलक्षदृष्टिचतुरे तस्मिन्नवस्थान्तरे
सव्याजं हसितं मया धृतिहरो बाष्पस्तु मुक्तस्तया ॥

"જોવા દે સખી શું કરે છ " ધારીને હું ત્યાં ઊભો સ્થિર ને
'શું કૈં એ શઠ બોલશે ન" વદતી ધારી હતી, ક્રોધ એ
હસ્યા એ સ્થિતિ ફેરમા સમય કૈં અન્યોન્ય જોયા વિના,
મિથ્યા વ્યાજ વડે હસ્યો હું, સખિયે નેત્રાશ્રુઓ સારિયા.

અન્યોન્ય દૃષ્ટિ વિના-એકબીજા તરફ જોયા સિવાય મિથ્યા વ્યાજ વડે હસ્યો હુ ઇ.-ખોટા પ્રણયમાનમાંથી ક્યાંક લાગો કલહ ઉદ્‌ભવે તો ? એ બીકે નાયક કોઈ જુદા જ કારણે હસ્યો. તેને હસતો જોઈ પ્રિયતમા પોતાનો આવેગ રોકી ન શકતા રડી પડી.

ખૂબ જ સ્નેહથી લાલન કરેલ મુગ્ધા નાયિકા છે કોપ છોડી એકદમ આંસુ પાડવાં તે સ્રીસહજ માધુર્ય છે.

યુવાન સ્રીના અવયવ અને ઇન્દ્રિયગત અલંકારમાંનુ આવું માધુર્ય પણ અલંકાર છે.

જુઓઃ-યૌવને સત્वजा स्त्रीणाम् आद्य स्मितदृग्नो तथा ।

कान्त (મણિશંકર ર. ભટ્ટ)

# दिनचर्या[1]

## (દિવસ શી રીતે ગાળવો?)

દિવસ એ એક ન્હાનું જીવન છે, જેમ જીવન પોતે એક મ્હોટો દિવસ છે તેમ. દિવસ તે એકમ છે, કે જેનું મ્હોટામાં મ્હોટું જીવન બનેલું છે. આટલા માટે, આખું ભાગોનું બનેલું છે, અને આખાનો ગુણ ભાગોના ગુણથી નિર્ણીત થાય છે, એ સિદ્ધાન્ત પ્રમાણે 'દિવસ શી રીતે ગાળવો' એ પ્રશ્નનો આપણે ગામ્ભીર્યથી વિચાર કરવો ઘટે છે. જો જીવનના એક દિવસને અનુશાસનાર* સૂત્ર આપણે પ્રાપ્ત કરીએ, જો તેની અંદર આપણા વર્તનને નિયમનાર+ સિદ્ધાન્તો આપણે સ્પષ્ટ દૃષ્ટિ આગળ રાખીએ, તો આપણને માત્ર દિવસનો નિયમ નહીં પણ જીવનનો નિયમ સુદ્ધાં મળે છે. 'અમારા દિવસો અમને એવી રીતે ગાળતાં શિખવ, કે જેથી અમે અમારાં હૃદયને જ્ઞાનમાં જોડીએ'.

અને તેમ કરવાને માટે જ્યારે દિવસ શરૂ થાય, ત્યારે આપણે જ્ઞાનના સવિતા** તરફ દૃષ્ટિ રાખવી જોઇએ, અને તેની અન્દર એવું કશું ન થવા દેવું જોઇએ કે જે પ્રભુની પાસે જતાં આપણને અટકાવે, અથવા જે દિવસ પૂરો થાય ત્યારે તેના તરફ ફરી આપણા વિચારો અને પ્રાર્થનાઓને દોરતી વેળાએ આપણને શરમાવે.

---

૧. ૧૯૧૨-૧૫ દરમ્યાન માત્ર પત્રિકા તરીકે છપાયલો આ સરસ અપ્રાપ્ય નિબન્ધ રા. મુનિકુમાર મ. ભટ્ટના માયાળુ સહકારથી મળ્યો છે. —તંત્રી

* કર્તવ્યનો ઉપદેશ કરનાર, કર્તવ્યનું યથાર્થપણું સમજાવનાર.

+ વર્તનનું નિયમન સમજાવનાર.

** " तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥ "

ऋग्वेद, म० ३ : अ. ५. सू० ६२.

" यः सविता देवो नोऽस्माकं धियः कर्माणि धर्मादिविषया वा बुद्धीः प्रचोदयात् प्रेरयेत् तत्तस्य देवस्य सवितुः सर्वांतर्यामितया प्रेरकस्य जगत्स्रष्टुः परमेश्वरस्य वरेण्यं सर्वैरुपास्यतया ज्ञेयतया च संभजनीयं भर्गोऽविद्यातत्कार्ययोर्भर्जनाद्भर्गः स्वयंज्योतिः परब्रह्मात्मकं तेजो धीमहि । वयं ध्यायामः " सायणाचार्य.

બધું ખરૂ સુખ ધર્મની [1]સાથે સમ્બદ્ધ છે, કારણ કે જે આનન્દ જીવન ઉપર રસ [2]નાખે છે તે ધર્મને બાધક નથી. જીવનને સશોક કરવાનો આપણને કશો હક નથી. અહીંના જીવનના માર્ગમાં પુષ્કળ પરીક્ષણો[3] અને પ્રલોભનો[4] છે એટલે અનાવશ્યક શોક સજવાનું પ્રયોજન નથી. નિર્દોષ અને ધર્માવિરુદ્ધ આનંદ સાધારણ રીતે ધરાય છે તે કરતાં આપણેને અને બીજાઓને પણ વધારે મઝા આપે છે. તો આપણી વાતચિત આનન્દી થવા દો. આપણાં મનુષ્યબન્ધુઓ એવાં પુસ્તકો છે, કે જેમાં આપણે રસ અનુભવવો જોઇએ. અને તે રસ અનુભવવા માટે આપણે પણ સારી વસ્તુઓનો આપણો હિસ્સો જમણવારમાં લાવવો ઘટે છે, જે બુદ્ધિની વાર્તાચિતથી હંમેશાં થશે.

વ્યાવહારિક જીવન આપણું બધાને ખોમ કરીને કસે છે. એ આપણા ગુણને બહાર લાવે છે. એ દુનિયામાં સફલ પ્રવૃત્તિ માટે સજ્જ કરનારી બાહ્ય ટેવો માત્રને રૂપરૂં નથી. એ આન્તર ગુણોને સુદ્ધાં પ્રકટ કરે છે, કે જેનો જો આપણે લાભ લઈએ તો દૈવી જીવનને માટે પણ સજ્જ થઈએ. વસ્તુતઃ પૃથ્વીનું જીવન અને સ્વર્ગનું જીવન પરસ્પર એવાં સમ્બદ્ધ છે, કે પૃથ્વીના જીવનનો ઉદ્દેશ સ્વર્ગના જીવન માટે યોગ્યતા આપવાનો છે. અને જો આપણે તેનો બરાબર ઉપયોગ કરીએ, સો તે પ્રમાણે થાય.

બીજાઓને માટે લાગણી આપણામાં અવશ્ય હોવી જોઈએ. આપણને જે કોઈ મળે તેનામાં-ભૂલતામાં પણ-આપણે પોતાને*, જે મનુષ્યત્વમાં

---

૧ જોડાયેલું, ૨ રસવાળું કરવું. ૩ પરીક્ષા થાય તેવા પ્રસંગો. ૪ લાલચો.

* " सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चाऽऽत्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्रसमदर्शनः ॥ "

શ્રીમદ્ભગવદ્ગીતા, અ. ૬. શ્લો૦ ૨૯,

सर्वभूतस्थं सर्वेषु भूतेषु स्थितं स्वमात्मानं सर्वभूतानि चाऽऽत्मनि ब्रह्मादीनि स्तम्बपर्यन्तानि च सर्वभूतान्यात्मन्येकतां गतानीक्षते पश्यति योगयुक्तात्मा समाहितान्तःकरणः सर्वत्रसमदर्शनः सर्वेषु ब्रह्मादिस्थावरान्तेषु विषमेषु सर्वभूतेषु समं निर्विशेषं ब्रह्मात्मैकत्वविषयं दर्शनं ज्ञानं यस्य स सर्वत्र समदर्शनः ॥ "

शंकराचार्य.

આપણો સાથે ભાગ છે તેને, જોવાનો યત્ન કરવો જોઈએ. દર્શન ૫અને સ્વરમાં ૬પ્રકટ થતી લાગણી બધાં હૃદયોનું આપણી તરફ વલણ કરશે. દયા શ્રેષ્ઠ પ્રકારે આમ બતાવાય છે; ક્ષણિક દાનદક્ષિણામાં નહીં. બીજાઓને આપણે કંઈ હિત કરી શકીએ, તે સારૂ તેમને માટે સમભાવની ગ્રન્થિ પ્રથમ દૃઢ થવી જોઈએ. એ દૃઢ થાય એટલે માણસ પોતે જેને સર્વોપરિ અને પ્રિયતમ માનતો હોય તે બીજાઓની આગળ પરીક્ષા સારૂ મૂકવાને તેને ભવ્ય પ્રસંગો મળે છે, અને તે તેમની સ્વતંત્રતા તથા બુદ્ધિને કશો બાધ કર્યા સિવાય.

એવા બનાવો બનવાના, કે જેની અન્દર આપણામાં જેઓ સારામાં સારા હોય તેમના સ્વભાવ પણ કસોટીમાં૭ આવે; છતાં આપણે ક્રોધ, કે જે 'અલ્પ ઉન્માદ' કહેવાય છે, તેને આધીન થવું જોઈએ નહી. જો આપણો સ્વભાવ બધી કસોટીઓ ખમી શકે નહી તો એમ સમજવું કે તેને નિરોધ૮ અને આધીનતામાં લાવવા માટે ઉપર પહેરો રાખવાની ખાસ જરૂર છે. માણસના મિજાજ કે સ્વભાવમાં નિશ્ચય ન હોય તેવું બીજું કશું તેને અવિશ્વસ્ય કરનારૂં નથી. અને આપણે ખાત્રીથી સમજવું, કે દ્વિજ મનુષ્ય શાન્તિ અને સ્વસ્થતાની એવી ઉચ્ચ કોટિઓએ પહોંચેલો હોય છે, કે જે ગમે તેવા પ્રતિકૂલ બાહ્ય બનાવો કે સંજોગોથી ડગે નહીં.*

સુખો બધાને જોઈએ, અને તેની મના નથી. દરેકને પોતાનું વહાલું સુખ હોય છે. સંગીત, રમત, ચિત્રશાલા, પુસ્તક, સમરાઙ્ગણ, ઇત્યાદિ બધાના પ્રશંસકો છે. તેણે આપણો એટલો વખત રોકવો જોઈએ નહી, કે જેથી જ્યારે કર્તવ્યના બોલાવવાથી જરૂર પડે ત્યારે આપણે તેને તજી ન

---

૫ દેખાવમા ૬ અવાજમા-વાણીમા ૭ પરીક્ષામા. ૮ અટકાવ.

* "योगस्थ: कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥"

શ્રીમદ્ભગવદ્ગીતા, અ० ૨ : શ્લો० ૪૮.

"योगस्थः सन्कुरु कर्माणि केवलमीश्वरार्थं तत्रापीश्वरो मे तुष्यत्विति सङ्गं त्यक्त्वा धनंजय । फलतृष्णाशून्येन क्रियमाणे कर्मणि सत्त्वशुद्धिजा ज्ञानप्राप्तिलक्षणा सिद्धिस्तद्विपर्ययजाऽसिद्धिस्तयोः सिद्ध्यसिद्ध्योरपि समतुल्यो भूत्वा कुरु कर्माणि । कोऽसौ योगो यत्रस्थ: कुर्वित्युक्तमिदमेव तत्सिद्धाय सिद्धयोः समत्वं योग उच्यते ॥"

शंकराचार्य.

શકીએ. તેને અનુસરતા પણ આપણે સમજવું જોઈએ કે તે પૃથ્વી પરના અને સ્વર્ગ માટેના અન્ને જીવનની ઉચ્ચતર પ્રકૃતિઓને અધીન છે. પણ કર્તવ્ય કર્યા પછી, જેમ આપણે નિર્દોષ સુખાનુભવ કરીએ, તેમ આપણી અન્દરનું બાલક વધારે સુરક્ષિત રહેશે, આપણી અન્દરની વસન્ત, ગ્રીષ્મ અને શરદની સાથે વધારે જોડાશે. અને આપણી અન્દર ખરી દૈવી સ્થિતિ વધારે પૂર્ણતાથી પ્રસ્ફુટિત૯ થવા લાગશે.

•

વખતો વખત પ્રલોભનો આપણા ઉપર હુમલો કરવાના, જેને આકર્ષવામા કે દૂર કરવામા બાહ્ય સ્થિતિઓનું કશું કાર્ય નથી, જેની અન્દર તે વખતને માટે દુનિયાના સુખોમા આપણને કશો સ્વાદ લાગતો નથી. આમાથી માત્ર સ્વર્ગમા આપણને આશ્રય મળી શકે માત્ર પ્રભુ તરફ વિશ્વાસ અને પ્રાર્થનામા દૃષ્ટિ કરવાથી મ— મળી શકે તેના વચનોને વળગી રહીશુ* તો તે વખતે

---

" दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ "

श्रीमद्भगवद्गीता, अ० २ श्लो० ५६

" दुःखेष्वाध्यात्मिकादिषु प्राप्तेषु नोद्विग्नं न प्रक्षुभितं दुःखप्राप्तौ मनो यस्य सोऽयमनुद्विग्नमनाः । तथा सुखेषु प्राप्तेषु विगता स्पृहा तृष्णा यस्य नाग्निरिवेन्धनाद्याधाने सुखान्यनु विवर्धते स विगतस्पृहः । वीतरागभयक्रोधो रागश्च भयं च क्रोधश्च वीता विगता यस्मात्स वीतरागभयक्रोधः स्थितधीः स्थितप्रज्ञो मुनिः संन्यासी तदोच्यते ॥ "

शंकराचार्य.

૯. ખીલવા

* सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

श्रीमद् भगवद्गीता, अ० १८, श्लो० ६६.

" सर्वधर्मान्सर्वे च ते धर्माश्च सर्वधर्मान् । धर्मशब्देनात्राधर्मोऽपि गृह्यते, नैष्कर्म्यस्य विवक्षितत्वात् 'नाविरतो दुश्चरितात्' 'त्यज धर्ममधर्मं च' इत्यादि श्रुतिस्मृतिभ्यः । सर्वधर्मान्परित्यज्य संन्यस्य सर्वकर्माणीत्येतत् । मामेकं सर्वात्मानं

આપણી આસપાસ ગમે તેટલો અન્ધકાર સંચિત થશે તો પણ આપણે દેખાવ બદલાતો જોઈશું, વાદળાંઓ વિખેરાશે, તોફાન નરમ પડશે, સ્વર્ગનું વદન અને નીતિનો સૂર્ય ફરી દેખાશે, અને આત્મા ઉપર સ્વાસ્થ્ય તથા શાન્તિ ઉતરશે. આ અનુભવ દર રોજનો નથી. પણ જે માણસ સ્વર્ગના માર્ગને અનુસરવાનો યત્ન કરતો હશે તેને તે કોઈક દિવસ મળ્યા વગર રહેશે નહી.

સ્વપરીક્ષા આપણે માટે આવશ્યક છે; જો હમેશાં નહીં, તો વેપારીની મેળવણીની માફક હફ્તે હફ્તે પણ ચાલો આપણે માત્ર આવતા દિવસની અન્દર આપણુ વર્તન સર્વોપરિ સિદ્ધાંતોને આગ્રહથી અનુરૂપ કરવાનો નિશ્ચય કરીએ, અને આપણાં પરિચિત પાપોમા પડી ન જવાય તે માટે ચોકી રાખીએ જો આપણે ઈશ્વરી મદદ તરફ દૃષ્ટિ કરીએ, અને તેના પર આધાર રાખીએ, તો એ પ્રમાણે યથાયોગ્ય બની શકે. દિવસને અન્તે ફરી એ પ્રમાણે કરવાનો ચાલો આપણે નિશ્ચય કરીએ. જેમ જેમ આપણે અકર્મથી વિમુખ થઈએ, અને કર્તવ્ય કર્મ કરીએ, તેમ તેમ ફરી તે જ કરવાનૂ આપણને વલણ થાય છે દરેક કાર્ય ટેવ પાડવામા મદદ કરે છે, અને નિશ્ચિત ટેવ એ લક્ષણ છે અને જે લક્ષણ આપણે આપણા માટે બનાવીએ, તેથી આપણી શાશ્વત[૧૦] સ્થિતિ નિર્ણીત, અને જે ઉદ્દેશને માટે આપણે સરજાએલા છીએ તે સફલ થાય છે.

---

सर्वं सर्वभूतस्थमीश्वरमच्युतं गर्भजन्मजरामरणविवर्जितमहमेवेत्येवमेकं शरणं व्रज न मत्तोऽन्यदस्तीत्यवधारयेत्यर्थः । अहं त्वा त्वामेवं निश्चितबुद्धिं सर्वपापेभ्य सर्वधर्माधर्मबन्धनरूपेभ्यो मोक्षयिष्यामि स्वात्मभावप्रकाशीकरणेन । उक्तं च 'नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ' इति । अतो मा शुच शोकं मा कार्षीरित्यर्थः ।"

शंकराचार्य.

૧૦, નિત્યની

# બિલીપત્ર

## [ કવિવર ખબરદારના ત્રણ પત્રો ]

: માનસી માટે ખાસ. સંપાદક:

મૂળજીભાઇ પ્રી. શાહ

૭૮૮ જાલાં મેનશન, જામે જમશેદ રોડ,

પારસી કોલોની, દાદર, મુંબઈ: તા. ૮-૧૧-૧૯૩૮

રા. રા. સુજ્ઞ ભાઇશ્રી મૂળજીભાઇ પી. શાહ,

તમારો તા. ૬નો પત્ર મને મળ્યો છે તેમ જ 'પ્રેમાનંદ અંક' તથા 'રસકૌમુદી' એમ બે પુસ્તકો પણ મળ્યાં છે; એ માટે હું આભારી છું.

ગઈ તા. ૨૭મીએ તમે મને મળી ગયા, એ તમારો સદ્‌ભાવ હતો. જૂના તેમ જ નવીન ગુજરાતના કવિઓ તેમ જ લેખકોને મારે માટે સ્નેહ છે, તેના પ્રત્યક્ષ પૂરાવા તો મને જીવનભર મળતા જ રહ્યા છે. ગુજરાતથી હુ ઝાંઝ વર્ષ બહુ દૂર હતો, પણ તે અરસામાં નથી હું ગુજરાતને ભૂલ્યો કે નથી ગુજરાત મને ભૂલ્યું. પ્રજાની સંસ્કૃતિ તેના સાહિત્યમાં પ્રતિબિંબિત થયેલી હોય છે. એટલે સાહિત્યકારે તો પોતે જે પ્રજાનું તે અંગ છે તેની કીર્તિ જાળવવા ને વધારવા એ સાહિત્યને સદા નિર્મળ અને આદર્શ બનાવવાનું તથા રાખવાનું રહ્યું. ગુજરાતના એક નમ્ર પુત્રવેષે મેં મારી શક્તિ અનુસાર એ આદર્શ મારી સમીપ સદા ઝળહળતો રાખ્યો છે તેમજ એ આદર્શ મારા સર્વ ઊગતા કવિબંધુઓ ને લેખકો રાખે એ જ શુદ્ધ બુદ્ધિથી તેમની આગળ હું ધરતો આવ્યો છું. ક્ષણિક કીર્તિ કે ઘડીભરની ચંચળ લોકપ્રિયતા ખાતર દામકે દાયકે ઊગી નીકળતી કેટલીક બળવાખોર કે ઊંધી પ્રવૃત્તિઓથી અંજાઈને તેમાં નવીન કવિઓ ને લેખકો ઝંપલાવી દઈને પોતાની શક્તિ વેડફી દે, તે કોઈ પણ ખાગ સાહિત્યકારને દિલગીર કરે તેવું છે. એ પ્રવૃત્તિઓ સામે મેં મૂળથી 'લાલબત્તીઓ' ધરી છે, અને પ્રારંભના ગમે તેવા વિરોધની પરવા

નહીં કરતાં સાહિત્યના સનાતન સિદ્ધાંતોનેજ પ્રત્યેક કવિ ને લેખક સામે મેં ધર્યાં કીધા છે, અને કાળ જતાં મારી ચેતવણીઓની સિદ્ધિ ખરી પડી છે. અને હજી પણ પડશે જ. જે સત્ય છે તે સનાતન છે.

તમારા રાસ માટે મારે જે કહેવાનું હતુ તે મેં અગાઉ તમને લખ્યું હતું, અને હમણાં પણ પૂરતું સમજાવેલું છે. તમે હવે માત્ર 'રાસ'નુ સંકુચિત ક્ષેત્ર ફડાવીને કવિતાના ધોરી પંથે પડો, ને તમે જે વાણી સાધી તેમાં ખરી કવિતાના મંત્ર ફૂંકો, એટલે તમારી વાણી કાળવાહિની થશે, અને કવિતા લોકભોગ્ય તેમ જ વિદ્વદ્‌ભોગ્ય પણ થશે. તમારી ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ, એજ મારા આશીર્વાદ છે.

મારી તબિયત તમે ગયા પછી બહુ બગડેલી છે.

લિ. શુભેચ્છક

અરદેશર ફરામજી ખબરદારના આશીર્વાદ

૨

૭૮૮, પારસી કોલોની, દાદર
મુંબઈ, તા ૧૨-૧૦-૧૯૪૩

સ્નેહી ભાઈશ્રી મૂળજીભાઈ

તમારા તરફથી 'તારાનાં તેજ'ની પ્રત મને મળી છે, તે માટે હું આભારી છું. તમારાં બીજા ગીતોની માફક આમાં પણ રચનાની સરળતા ને મીઠાશ ઘણી છે. 'મગળ મંદિરિયે', 'નટરાજ', 'અંતરની યાચના', 'અનોખીરાજ' જેવા ગીતો બહુ મધુર ને પ્રકાશિત છે.

ગુજરાતની જૂની ભજનપરંપરા અમારા પછી તમારા જેવા સત્કવિ આગળ લંબાવો છો તેથી આનંદ થાય છે. ભક્તિગીતોમાં પણ અને તો ઊંડી વેધકતા ને નવી દિશાઓનો પ્રકાશ જોઈએ છે. એ લાવવા તમે યત્નશીલ રહેશો જ એવી મારી શ્રદ્ધા છે. ઘાસવાંસની ટોપલીમાં કહેવાતા પહેલ પામ્યા વગરનાં હીરારત્નો ભરી લાવતા આજના જમાનાના કવિઓમાં તમારી કળા નોંખા પડે છે. એ કળા સાથે પેલો અણુહતો પ્રકાશ ભળે અને સર્વાંગ–

સુંદર કવિતા ગુજરાતને તમે પીરસો એજ મારી ઈચ્છા ને એજ મારા આશીર્વાદ છે.

તમે કુશળતામાં હશો. મારી તબિયત તેમ જ ચાલ્યા કરે છે. વચ્ચે જરા વધારે ઠીક ન હતું. હજુ ગાથાનું કામ ચાલ્યા કરે છે.

ભાઈ કાંતિલાલ કાંઠાવાળાને શુભેચ્છા કહેશો.

લિ. શુભેચ્છક

અરદેશર ફરામજી ખબરદારના આશીર્વાદ

૩

૭૮૮, પારસી કૉલોની, દાદર
મુંબઈ, તા ૨૧-૧૨-૪૬

મહેરબાન પ્રિય ભાઈશ્રી મૂળજીભાઈ,

તમારો મજાનો પો. કાર્ડ મને મળ્યો છે. તેમ જ 'શાહજહાન' વાળું તમારું વળી નવું પુસ્તક પણ મળ્યું છે. એ માટે હું આભારી છું. તમે તો ખૂબ વિવિધ સાહિત્યપ્રવૃત્તિ ચલાવી રહ્યા છો. પ્રભુએ જેવી શક્તિ આપી હોય તેને બધા પ્રયત્ને આપણે ખીલવવી જ ને સાર્થક કરવી જોઈએ. તમારા જેવા સ્નેહીની પ્રવૃત્તિમાં મને રસ રહે એ સ્વાભાવિક છે. તમારી ઉન્નતિ જ હું સદા ઇચ્છુ છું. હું પણ મારું કર્તવ્ય મૂંગે મોઢે બજાવ્યે જાઉં છુ. ગમે એવા સંશોધનકાર્યમાં મેં કવિતાને કદી બાજુએ મૂકી દીધી નથી. તે તો ફૂલની જેમ ફૂલ્યા જ કરે છે. અહીંના પારસી, મરાઠી, કાનડી, હિંદી તેમ જ ઈંગ્લીશ અમેરિકન મિત્રોના આગ્રહથી મેં પાછી અંગ્રેજી કવિતા લખવા માંડી છે. છેલ્લા ૨૫ દિનમાં લગભગ ૫૦ કવિતાઓ લખાઈ છે. પ્રવાહ તો પાછો જોરશેર આવે છે. મીરકન ટેમલ છપાઈ રહ્યુ છે ને બધાવા આપ્યુ છે. આવતી તા. ૧લીએ પ્રગટ થશે.

તમે મુંબઈ આવો ત્યારે જરૂર મળશો તો મને આનંદ થશે.

વેદની અનુક્રમણિકા (શબ્દોની) તમારે ત્યા નથી મળતી તે જાણ્યું. આજે પૂણા તમારા સૂચવ્યા મુજબ લખું છુ. આવાં પુસ્તકો આપણા મોટા શહેરોમાં પણ નથી મળતાં ને અભ્યાસીને ફાંફાં મારવાં પડે છે.

તમે આનંદમાં હશો

લિ. શુભેચ્છક

અરદેશર ફરામજી ખબરદારના આશીર્વાદ

સ્વ. કપિલરાય પરમાનન્દદાસ ઠક્કર

# "પ્રણવવાદ"નું દાસ્તાન

[ સ્વતંત્રપણે પણ વાંચી શકાય તેવો, થોડા વખત પર પરલોકવાસી થયા તે સુપ્રસિદ્ધ થીઓસોફિસ્ટ ડૉ. ભગવાનદાસ વિષેના લેખનો ( માનસી ઑક્ટો.-ડિસે. ૧૯૫૮) ઉત્તરાર્ધ.-તંત્રી ]

એમણે સંપાદન કરેલાં પુસ્તકોમાં "પ્રણવવાદ" બહુ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ૩૫૦-૪૦૦ પાનાંના ત્રણ ભાગમાં છપાયેલું, એ 'સાયન્સ ઑફ ધ સેક્રેડ વર્ડ' (Science of the Sacred word) નામે, સોળ હજાર શ્લોકોવાળા મૂળ સંસ્કૃત ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર અને એના પર વિવેચન છે. એ પુસ્તકના સંપાદનની કથા લાંબી છે અને રસમય છે. બહુ ટૂંકામાં એ નીચે પ્રમાણે ઉતારી શકાય.

૧૮૯૬-૯૭ ના અરસામાં સરકારના મહેસૂલ ખાતાના અમલદાર તરીકે બાબુ ભગવાનદાસ લખનૌ પાસે બારાબંકી શહેરમાં રહેતા હતા. એ સમયે પંડિત પરમેશ્વરીલાલ નામના લખનૌ અદાલતમાં વકીલાત કરતા સરકારી વકીલના નિકટ પરિચયમાં આવ્યા. પરમેશ્વરીલાલ પણ જૂના થીઓસોફિસ્ટ હતા; પચાસ વરસની વય સુધી એમને સંસ્કૃત ભાષાનો પરિચય નહોતો થયો, ઉર્દૂ અને ફારસી બહુ સારી રીતે જાણતા. મિસિસ બેસન્ટના એક ભાષણનો અહેવાલ વાંચી સંસ્કૃત ભાષા શીખવાની ઇચ્છા તેમને થઇ અને અભ્યાસ માટે એક પંડિતને રોકયા. વ્યાકરણનો અભ્યાસ કરતાં એમને કેટલીક શંકાઓ જાગી, જેનું સમાધાન એમના પંડિત કરી શકયા નહિ.

૧૮૯૪ ના જુન માસમાં એક સવારે પરમેશ્વરીલાલ હજી બિછાનામાં હતા એ સમયે નોકરે આવીને ખબર આપી કે કોઈ બે વ્યક્તિઓ તેમને મળવા આવી હતી. પોતાના નિયમ વિરૂદ્ધ તેઓ આખો ચોળતા નીચે ગયા. બે યુવાનો ત્યાં ઊભા હતા એમાંનો એક બેઉ આંખે અંધ હતો. ઉમ્મર ૧૮ અને ૨૦ ની વચ્ચે હશે. નામ હતું ધનરાજ એનો સાથીનું નામ ચંદ્રભાલ બન્નેએ ફક્ત કમર પર એક વસ્ત્ર વીંટાળેલુ હતુ. વકીલ સાહેબે પૂછયુ "શુ માગો છો."



આ લેખના લેખક

એમણે જવાબ આપ્યો 'ભોજન કરવું છે. અને પછી કાનપુર પહોંચવા માટે ટીકીટના પૈસા જોઈએ છે."

"કંઇ ભણ્યા છો"? વકીલે પૂછ્યું, અંધ માણસે હા કહી.

"શું ભણ્યા?' જવાબ મળ્યો "સંસ્કૃત"

'કાનપુર શા માટે જાઓ છો?"

"ત્યાં આર્યસમાજ પાસેથી કંઇક કામ મળે એમ છે."

"શું પગાર મળશે?" પરમેશ્વરીલાલે પૂછ્યુ

"માસિક ૫-૭ રૂપિયા."

'સિદ્ધાંતકૌમુદી" શીખ્યા છો? "હા,"

"ભલે. હું તમને બપોરે ફરીથી મળીશ. ત્યાં સુધી આરામ કરો અને ભોજન કરો" વકીલ સાહેબે કહ્યું

બપોરે તેઓ ફરી મળ્યા. વકીલ સાહેબે સંસ્કૃત વ્યાકરણ સંબંધી પોતાની શંકાઓ એમની પાસે રજૂ કરી, ધનરાજ પંડિતે કહ્યુ "હું આપની શંકાનું સમાધાન કરીશ."

"તમારી બુદ્ધિ વડે કે કોઇ પુસ્તકોનો આધાર લઇને?"

"પુરાણાં પુસ્તકોની ગવાહીથી, પણ એ પુસ્તકો મારી પાસે નથી. હું જે કંઇ જાણું છું તે મારી સ્મૃતિમાંથી જ કહી શકીશ."

વકીલ પરમેશ્વરીલાલે બન્ને જણને પોતાને ઘેર રોકયા અને રાખ્યા.

પંડિત ધનરાજ, વકીલ સાહેબના ઘરમાં સ્થિર થયા પછી એક દિવસ તેઓ ચર્ચા કરવા બેઠા. ધનરાજે સંસ્કૃત શ્લોકો સ્મૃતિમાંથી ઉતરાવવા માંડયા. મોટે ભાગે એ અનુષ્ટુપ છંદમાં હતા. શ્લોકોમાં શિવ-પાર્વતીનો સંવાદ હતો. વકીલ સાહેબને જે શંકાઓ થયેલી એવી જ પાર્વતીને થઇ હતી અને શંકરે એનું સમાધાન કર્યું હતું. એ વિષેના ૧૫૦૦ શ્લોકો આ રીતે એમણે ઉતરાવ્યા. પરમેશ્વરીલાલના મનનું સમાધાન થયું.

૨–૩ વરસ પછી આ વકીલ પરમેશ્વરીલાલને મકાને જ બાબુ ભગવાનદાસનો પંડિત ધનરાજ સાથે પ્રથમ પરિચય થયો. એ ૧૮–૨૦ વરસની વયના (કદાચ એ સમયે ૨૨–૨૪ વરસના) અંધ પંડિતની જીવન-કહાણી એમના જાણવામાં આવી તે આ મુજબની હતી.

સંયુક્ત પ્રાંતના એલહર કલાન નામના ગામડામાં સને ૧૮૭૭માં ધનરાજનો જન્મ થયો હતો. અઢી–ત્રણ વરસની વયે એણે શીતળાને કારણે આંખો ગુમાવી હતી. સ્મરણશક્તિ બહુ તીવ્ર હતી. કુટુંબનો વ્યવસાય શિક્ષણ આપવાનો હતો અને સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન મોટેરાઓ ધરાવતા હતા. જેટલી વિદ્યા કુટુંબમાંથી મળે એટલી ધનરાજે નાની ઉમરમાં યાદ કરી લીધી. કુટુંબમાં સંન્યાસીઓની સારી આગત હતી. એક સંન્યાસીએ ધનરાજની પ્રગતિમાં રસ દાખવ્યો અને જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ બતાવ્યો. ધનરાજ ઘર છોડી એક મિત્રની સાથે અમુક પંડિતો પાસે ગયો. એમણે એને શ્લોકો મોઢે કરાવવા માંડયા. હમેશના એકહજાર શ્લોક મોઢે કરવા એ ધનરાજનો નિત્યક્રમ બન્યો. પરમેશ્વરીલાલ સાથે એનો પરિચય થયો ત્યારે એની સ્મૃતિમાં ત્રીશ મહાભારત જેટલા શ્લોકો સંઘરાયેલા હતા.

બાબુ ભગવાનદાસને એણે સંસ્કૃત પુસ્તકોની એક યાદી કરી આપી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે હેતુઓ સાધવા માટે ઉપયોગી અને એવા એ ૨૫–૩૦ પુસ્તકોના શ્લોકોનો સરવાળો ત્રેસઠ લાખ એંશીહજાર અને સાતસોએ પહોંચતો હતો. એ ગ્રંથો છપાવ્યા હોય તો દરેક ૮૦૦ પાનાનું એવાં ૫૦૦ પુસ્તકો માટેનું સાહિત્ય એમાંથી મળે

આ ત્રેસઠ લાખ શ્લોકોમાંથી બેતાળીશ લાખ જેટલા પંડિત ધનરાજની સ્મૃતિમાં સંઘરાઈ ચૂકયા હતા, અને એ ઉપરાંત બીજા પરચુરણ વિષયોના દસ લાખ શ્લોકો એને યાદ હતા.

સને ૧૯૦૦ના અરસામાં બાબુ ભગવાનદાસ પંડિત ધનરાજને બનારસમાં પોતાને મકાને રહેવા લઇ ગયા. સંસ્કૃત સાહિત્ય વિષેની બની શકે એટલી માહિતી એમની પાસેથી એકઠી કરી. જે ગ્રંથો પંડિતને મોઢે હતા એની મૂળ હસ્તલિખિત પ્રતો કયાં કયાં, કોની પાસે સંઘરાયલી

પડી છે એની વીગતવાર યાદી પંડિત ધનરાજે બાબુજીને ઉતરાવી. એ યાદીમાં નોંધાયેલાં પુસ્તકોને મુકાબલે હાલમાં એ નામનાં પુસ્તકો ચલણી છે એ નાનાં અને અધૂરાં લાગે. દા. ત. અત્યારે પ્રચલિત 'યોગવાસિષ્ઠ'ના ૩૨૦૦૦ બત્રીશ હજાર શ્લોકો છે. પંડિતની યાદી માંહેના 'યોગવાસિષ્ઠ'માં છાસઠ હજાર શ્લોકો છે. એ મુજબ બીજા ગ્રંથો માટે પણ કહી શકાય.

એ ખરડા માંહેના એક પુસ્તકનું નામ "ગાર્ગાયનનો પ્રણવવાદ" હતું. એમાં ૧૬૦૦૦ શ્લોકો છે એમ લખાણ હતું.

બાબુ ભગવાનદાસે પંડિત પાસેથી એ શ્લોકો ઉતારી એનું અંગ્રેજી ભાષાંતર પ્રકટ કરવા નિશ્ચય કર્યો. પોતાની અનેક દૈનિક પ્રવૃત્તિઓમાંથી તેઓ ચાર કલાક ફાજલ પાડી એમની સાથે બેસતા. હમેશાં સવાસો શ્લોકો ઉતારાતા હતા. આમાં બે કલાક જતા. એક કલાક આગલે દિવસે ઉતરાવેલા શ્લોકો ફરી વાંચી એમાંની કોઇ ભુલો સુધારવા પાછળ જતો અને એક કલાક સામાન્ય ચર્ચામાં પસાર થતો; ભગવાનદાસને કોઈ સમયે અન્ય રોકાણો આવતાં અને લેખનકાર્યમાં વિક્ષેપ પણ પડતો. વચગાળામાં બે વિદ્વાન મિત્રોની સહાયતા મળી. એમણે શ્લોકો ઉતારવાના કામમાં સાથ આપ્યો. એ મુજબ આંતરે આંતરે અને કટકે કટકે એ કાર્ય આગળ ચાલ્યું અને પૂરું થયું. પંડિત ધનરાજ બનારસમાં બાબુજીને મકાને ૧૯૦૦ના ઓગસ્ટની ૩૦ મી તારીખે આવી પહોંચેલા, અને એ જ દિવસે લેખનકામની શરૂઆત થઈ હતી; ૧૯૦૧ની ૧૩મી જાન્યુઆરીને દિવસે એ કાર્ય પૂરું થયું. ૧૯મી જાન્યુઆરીને દિવસે પંડિત ધનરાજ બનારસથી એમને વતન જવા વિદાય થયા. એ પછી બાબુ સાહેબને એનો મેળાપ (૧૯૧૦માં 'પ્રણવવાદ' પ્રકટ થયું ત્યાં સુધી) થયો નહોતો; કોઇકવાર પત્રવ્યવહાર થયેલો. એમને ગામ જઇને એમના કુટુંબને અને પડોશીઓને મળવાનો ભગવાનદાસજીનો ઇરાદો અન્ય રોકાણોને કારણે અમલી બની શક્યો નહિ.

પ્રણવવાદનું ૧૬ હજાર શ્લોકોનું ત્રણ દળદાર ભાગોવાળું મૂલ્યવાન પુસ્તક આ મુજબ હસ્તીમાં આવ્યું.

ડૉ. ભગવાનદાસ અર્વાચીન હિન્દમાં બહુ જુજ એવાં માનવીઓ માંહેના હતા, કે જેમણે કર્મયોગ અને ચિંતનનાં ત્રાજવાંઓ જીવનમાં સમતોલ

રાખ્યાં હોય અને બન્ને ક્ષેત્રોમાં દેખી શકાય એવું કાર્ય કરી બતાવ્યું હોય. કલમ, વાણી, કર્મ અને સંસ્થાઓ વડે એમણે હિન્દમાં હિન્દુ-મુસ્લિમ ઐક્ય સાધવામાં મહાન ફાળો આપ્યો એટલુ જ નહિ પણ જગતને એમણે બતાવી આપ્યું કે ધર્મમાત્રનું હાર્દ સમાન છે વારાણસી-ના આ દેવપુરુષે એ રીતે પૂર્વ અને પશ્ચિમની વિચારસરણી વચ્ચે રહેલા અંતર ઉપર પૂલ બાંધવાનું કાર્ય કર્યું. એમણે અનેક ક્ષેત્રોમાં માતૃભૂમિની સેવા બજાવી, અને એ સેવાઓ દીપી નીકળી. નેવુ વરસનું જીવન એમણે જીવી બતાવ્યું અને મૃત્યુ પણ માણી જાણ્યું.

## નિવાપાંજલિ

અમારા એ કપિલભાઈની ઊંચી આકૃતિ, ગોઘા સર્કલના કૃષ્ણનગર વિસ્તારમાં હવે કદી સ્થિર, ગૌરવશીલ ચાલે અને હમેશાં ચિન્તનપરાયણ નીચી દૃષ્ટિએ ચાલતી, એ પ્રશાન્ત મુખમુદ્રા, એ વિશાલ ભાલનાં બુદ્ધિ-તેજ, એ સદૈવ ભાવાર્દ્ર નયનોવાળી સૌજન્યમૂર્તિ,–એમ એમને જતા હવે કદી જોઈશું નહિ એ દુઃખદ વિચારે દિલ દ્રવે છે. તેમણે 'માનસી'ને બધાં વર્ષોમાં આપેલો સહકાર વાચકો જાણે છે. તે એવા વિરલ અધ્યા-ત્મસાધક હતા, જેવા મારા લાંબા અનુભવમાં બહુ થોડા જોયા છે. એમની સાહિત્યસેવા થોડી પણ વિશિષ્ટ છે. એનો પરિચય હજી ભાવનગર બહાર ઝાઝા વાચકોને નથી એ થાય એમ ઇચ્છીશું.

–વિજયરાય

# બાલકાંડ

[ અનુસન્ધાન, પૃ ૧૨૪ માથી. સત્વ-રામાયણ 'એ આ‌ણા કાવ્યમાંથી ત્રૈમાસિકમાં અપાય છે તે વાનગી રામાયણનાં છાંટણાં સમાન ગણાય. સમગ્ર કાવ્ય સવિશેષ રસમય છે એ વાચકો કાવ્ય વાંચશે ત્યારે જાણશે જ.–વિ૦ વર્ગી ]

નગર શોભા જોતા જાય,
નારી નયનો વિસ્મય થાય.
બંને બાંધવ રૂપ અપાર,
તેજ પુંજના જે અવતાર.
બોલે મનમાં પુરની નાર,
કેમ ઉપડશે ધનુષભાર.

સ્વયંવરના મંડપ જાય,
કનક આસને ભૂપ ભળાય.
ધ્વજ તોરણને કલગી તાજ,
બેઠો દીઠો રાવણ રાજ.
મધ્યે ત્ર્યંબક શિવનું બાણુ,
સ્વાગત શબ્દે કીધી જાણ.

મહા શિવનું ત્ર્યંબક બાણ,
ચડાવશે જે કર્યું પ્રમાણ.
સ્વયંવરના કારણરૂપ,
વરશે સીતા સમર્થ ભૂપ.
ધનુર્ભંગે ધરશે માળ,
બળ અજમાવો ક્ષત્રિયબાળ.

મહા આકૃતિ ધનુષ રૂપ,
મૌન ધરીને બેઠા ભૂપ.
બોલ્યા જનક કરવા જાણ,
રમતી પુત્રી ફેરવી બાણ.
ગાજ્યો તુર્તજ રાવણ રાજ,:–
"કન્યા કહીને લ્યો છો લાજ."

રાવણ કેરો પરુષ બોલ,
જોતો પરખી ધનુષ તોલ.
દાખવવાને નિજનું બળ,
દશે મસ્તકો શોધે કળ.
દીધું અદ્ધર અધું બાણ,
પડયો નીચે ઉપર બાણ.

શરમે ખમતો મુગો માર,
શબ્દ બોલને ધનુષભાર.
દેખી વિપરીત રાવણ મુખ,
વિનવે સૌને જનક દુ ખ.
વિશ્વામિત્રે મોકલ્યા રામ,
ઊભાયો રાવણ મરતો ઠામ.
પુત્ર ગાધિના ગાજ્યા નાદ,
દીધો રામને આશિર્વાદ.
બાણ ધર્યું તે રાખો હાથ,
"રક્ષો બ્રાહ્મણ." ક્ષત્રિયનાથ ?
મળતા આજ્ઞા ખેંચ્યુ રામ,
ધનુભંગે કર્યા પ્રણામ.

ધ્રુજી પૃથ્વી સપ્ત પાતાળ,
ગાજ્યો પડઘો આકાશ થાળ.
બન્યા બધિર સૌના કાન,
રાજા રાવણ ભૂલ્યો ભાન.
જનક કહે યે ઉતર્યો ભાર,
વિશ્વામિત્રને હર્ષ અપાર.

આ પાના ૧૩૬-કથી ૧૩૬-જના મુદ્રક જયન્તીલાલ મો. મહેતા,
ભાવનગર સમાચાર પ્રેસ-ભાવનગર.

[ સ્વ. દીવાન બહાદુર કેશવલાલ હ. ધ્રુવે ભાષાન્તરિત અમરુશતકમાંથી નીચેના શ્લોકો અત્ર અવતારિત બે પ્રયોજને કરાય છે: જેની એકેકી શ્લોકકળામાં (રસામૃત) રેડાયું જાય છે' તે કાવ્યના નવા ભાષાન્તરમાંથી ચાર શ્લોકો આ અંકે મુદ્રિત કરીએ છીએ. અને બીજું પ્રસંગોચિત્ય આ છે કે, સદ્‌ગત ભાષાન્તરકારની જન્મશતાબ્દી આ વર્ષે જ આવે છે.—તંત્રી ]

" કાં સોસે પડી, સુંદરી, ઉર ઝરે? જો જાય દેશાવરે,
તે શું આવી મળે ન?" એમ વદતાં હું આંસુ સાથે કુધમે
તન્વીએ જળ નૈનનું ગળી જઇ લાજે પીરી દૃષ્ટિથી
નિહાળી હસતે મુખે જ જણુવી તૈયારી મૃત્યુતણી. ૮૩

એકાંતે નિજમંદિરે રજનિએ બોલેલ જે દંપતી,
તે ઝાલ્યું વડિલો સમીપ સુડલો કહેતાં જ લાજે બૂડી
દાખ્યો દાડમનો કરી ઉરતણું માણેક ચંચૂ મહીં
મૂકીને બંધ કીરનું કરે શાણી સલૂણી · સહી. ૨૩

સ્વામી નામ સપત્નીનું લવી જતાં સેજે જ ખીજી પૂરી
પાસું ફેરવી સૂતી શૂન્ય શયને તન્વંગી રોષે ભરી,
તેને રીઝવવા મથી બહુ રહે જ્યાં મૌન નેહી તહીં
'રૂઠ્યા શું પિયુજી?' કરી ઝટ જુએ તે પાછું વાળી સહી. ૪૫

ધારી ધૈર્ય રહ્યો હું 'જોઉં છબીલી શું આ કરે છે?' કરી;
'બોલાવે શઠ કાં મને ન?' કરીને ખીજાઈ એ એ ખરી;
જોતાં આકુળવ્યાકુળું સુમધુરું ત્યાં એક બીજા પ્રતિ
મેં મર્મે હસી દીધ, દૃગ્જળ ઝરી તેણે તજી રીસડી.* ૬૩

* આ ચારે શ્લોકનો ક્રમ, પાછળના પાનામાં રા. દવેનું નવું ભાષાન્તર છે, તેનો શ્લોકક્રમ સમજવો. આના આંકડા દી. બ. ધ્રુવના પુસ્તક મુજબ છે, પણ રા. દવેના (નવા) ભાષાન્તરના શ્લોકાંક તેમણે મૂળ સંસ્કૃતના જે આપ્યા છે તે જ રહેવા દીધા છે—તંત્રી

પ્રા. મોહનલાલ પાર્વતીશંકર દવે

# કુંગ અને કનૈયો

## કર્મસંન્યાસ અને કર્મયોગ

કુંગ એ નામ વાચકને જરા અપરિચિત લાગશે. એ ચીનના મહાન ફિલસૂફ અને સંત મહાત્માનું ચીનની ભાષાને અનુસરતું નામ હતું. એની અટક હતી એમ પણ આપણે કહી શકીએ કારણ કે એ કુટુમ્બ કુંગના નામથી જ ઓળખાતું. લેટિન દ્વારા એ નામ અંગ્રેજી ભાષામાં સંક્રાન્ત થતાં એને 'કનફ્યૂશિયસ' એ સ્વરૂપ પ્રાપ્ત થયું. 'કુંગ ફ્યૂ ત્સૂ' એટલે કુંગ નામનો ફિલસૂફ. એ 'કુંગ ફ્યૂ ત્સૂ' નું પરિવર્તન થઈને આપણને 'કનફ્યૂશિયસ' એ નામ મળ્યું. એ સિવાય ચિઉ એ નામ એના જન્મ લલાટને કારણે, એના વિશાળ કપાળને લીધે એની માતા તરફથી મળેલું, તે ઉપરાંત ચુંગ નાઈ એ નામથી પણ અને કેટલીક વાર સંબોધન કરવામાં આવતું.

" यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

એ ભગવદ્ગીતાની અમરવાણી અનુસાર જ્યારે જ્યારે ધર્મની શિથિલતા જણાઈ છે અને અધર્મનું જોર વધવા માંડ્યું છે ત્યારે ત્યારે સાધુઓની સાધુતાના રક્ષણને માટે, શયતાનોની શયતાનિયતને નાબૂદ કરવાને માટે અને ધર્મનું સંસ્થાપન કરવા માટે અવતારી પુરુષોનો જન્મ થયો છે. આપણા દેશના ઈતિહાસ તરફ દૃષ્ટિ ફેરવીએ તો આપણા લાડકા કનૈયા સિવાય શ્રી રામચંદ્રજી અને ગૌતમબુદ્ધ જેવા પુરાતન કાળના, મહાત્મા ગાંધીજી અને વિનોબાજી જેવા અદ્યતન કાળના સંત—મહંતો તરફ આપણે અંગુલિનિર્દેશ કરી શકીએ. એ મહાપુરુષોને વંદના કરીએ એમાં આપણા જીવનની શોભા છે. એ મહાપુરુષોએ મન, વચન અને કર્મથી આપણા સનાતન ધર્મનો જે બોધ આપ્યો છે તેને અનુસરીએ, જે પ્રેરણા આપી છે, તેને ઝીલતા રહીએ એમાં જ આપણા જીવનની સફળતા છે.

## સતોનો મહિમા

ચીનનો દેશ પણ સતમડલોથી વિહોણો નહોતો. એમાના કેટનાકનો પરિચય કદાચ આ લેખને અગે આપણે સાધી શકીશુ એમાનો એક સૌથી મોખરે બિરાજે છે, અને તે કનફ્યૂશિયસ ઊર્ફે કુગ એ કુગની સાથે સાથે જ કનૈયાનુ નામ મૂકનામા હુ અતિમાહસ કરતો નથી, કારણ કે બેઉમા કેટલાક તત્ત્વોનુ સામ્ય સહેનાઈથી જણાઈ આવે એવુ છે બન્નેનાં નામ 'ક'થી શરૂ થાય છે, અને એ નામોમા અનુનાસિક આવે છે એ સમાનતાનો યોગ તો કેવળ આકસ્મિક કહેવાય, પણ બન્નેના સમયમા ધર્મની અધાધૂની થવા માડી હતી, સતપણુ પરવાર્યું હતુ, દુરાચાર અને દુષ્કૃત્યોની પરપરા વધવા માડી હતી એ પરિસ્થિતિને કારણે બન્નેના શિર પર ધર્મસસ્થાપનાનુ મહાકાર્ય આવી પડ્યુ હતુ અને તે બન્નેએ સફળ રીતે પાર પાડ્યુ હતુ ભગવદ્ગીતાના શ્લોકોના આબાલવૃદ્ધ સર્વ કોઈ પાઠ કરે છે, એ આખા શ્લોકો તેમ જ બીજા અનેક શ્લોકોના ચરણુ (જેમકે, योग कर्मसु कौशलम्, समत्वं योग उच्यते, कर्मण्येवाधिकारस्ते વગેરે) સુદર ફ્રેમમા મઢાવીને ધાર્મિક જનોના પ્રધાન ખડમા કે ! બહેર ભોજનગૃહના ખડોમા મૂકાય છે, અને એમાથી પ્રેરણા મેળવવાની અપેક્ષા રખાય છે, તે જ પ્રમાણે કુગના બોધવચનોનુ પણ ચીનની પાઠશાળાઓમા સુદ્ધા પઠનપાઠન થાય છે અને એ વચનોને પણ ફ્રેમમા મઢાવીને ચીનની એ પુરાતન સસ્કૃતિના અમોઘ અવશેષોને સઘરી રાખવામા આવે છે, અને એની પ્રેરણા ઝીનવાની નમ્રતા રાખવામા આવે છે સામાન્ય માનવનાના મૂળગત સ્વભાવની કમનસીબી એવી છે કે એ બન્ને સનાતન ધર્મના મહાન ઉપદેશકોના વચનોના પઠનપાઠનની પાછળ જેટલો પરિશ્રમ લેવામા આવે છે તેનાથી દસમા ભાગ જેટલો પણ પરિશ્રમ એ વચનો ઉપર મનન કરવા પાછળ કે એ વચનોને યથાશક્તિ યથામતિ જીવનમા ઉતારવા પાછળ લેવાતો નથી છતા એ વચનોનો આટલો પ્રચાર છે તે બન્ને દેશોની પુરાતન સસ્કૃતિનુ સરક્ષણ, સગોપન અને સવર્ધન કરવામા ઓછાવત્તા પ્રમાણમા પણ સહાયભૂત થતો હશે એવી કલ્પના નિરાધાર તો નથી જ એવુ આશ્વાસન આપણે મેળવી શકીએ

## જીવન-યજ્ઞ

કનૈયાના કર્મયોગ અને કુગના કર્મયોગમા જે અદ્ભુત સમાનપણુ છે તે પણ એ બન્નેના વચનોનો સૂક્ષ્મ અભ્યાસ કરનારાને માટે નિરખવુ મુશ્કેલ નહી પડે એક કહે છે

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥

(યજ્ઞાર્થે કર્મ કરવામાં આવે તે સિવાયનાં લોકોને બંધનરૂપ થઈ પડે છે; તેને ગૂંગળાવી નાંખે છે. હે કૌન્તેય! મુક્તસંગ રહીને તું જે કર્મ કરે તે યજ્ઞાર્થે જ કર.)

## જીવન-પ્રાર્થના

કુંગને એક વખતે ભારે મંદવાડ આવ્યો હતો. એનું શિષ્યવૃંદ એની આસપાસ વીંટળાઈ વળ્યું. તેમણે પ્રાર્થના કરવાની સૂચના કરી. ગુરુજીએ એ સૂચના સ્વીકારી હશે. પ્રાર્થના થઈ હશે પણ ગુરુજી પ્રૌઢ વચન ઓચર્યા વિના ન રહી શક્યા: "મારી પ્રાર્થના તો લાંબો કાળ થયાં શરૂ થઈ ચૂકી છે."

એક જીવનના સકળ વ્યવહારને યજ્ઞરૂપે નિરખે છે, બીજો-પ્રાર્થના. યજ્ઞ એના સામાન્ય અર્થમાં પૂજાનો એક પ્રકાર છે. એ પ્રકાર ચીનને પરિચિત હતો. ગ્રીસને પરિચિત હતો. આપણને તો એ કદાચ એથીએ વિશેષ પરિચિત હશે:

## જીવનની કળા

"यज्ञेन यज्ञमयजन्त देवा
स्तानि धर्माणि प्रथमान्यासन् ॥"

એવા વચનોદ્વારે ભગવતી શ્રુતિ એનો મહિમા દાખવે છે.

અમુક દેવને ઉદ્દેશીને શ્રદ્ધાપૂર્વક અમુક દ્રવ્યનો ત્યાગ કરવો એને આપણે યજ્ઞ કહીએ છીએ. એમાં પણ હૃદયના ઊંડા ભક્તિભાવની અપેક્ષા રહે છે. સત્તાલોભ અને દ્રવ્યલોભના આધુનિક 'સ્વાતંત્ર્યપ્રેમી, સુધરેલા અને સંસ્કારી' ગણાતા જમાનામાં સત્તા અને દ્રવ્યની ભુખાળી એટલી વધી ગઈ છે કે કોઈ પણ પ્રકારના દ્રવ્ય ઉપરની આપણી સત્તા ગુમાવવી, જે દ્રવ્ય આપણું પોતીકું તેને આપણે હાથે જતું કરવું અને અન્યને અર્પી દેવું એ તો અત્યન્ત વસમું ઘણાને લાગે છે, છતાં આ જમાનામાં પણ એવા દ્રવ્યયજ્ઞનો મહિમા ગવાય છે અને ગવાતો રહેશે.

પ્રાર્થનાઓ—સ્તુતિઓ—સ્તોત્રોના- પણ મોટા મોટા રત્નાકર આપણી પૂજાવિધિને માટે રચાયા છે.

પણ 'જીવન એ યજ્ઞ છે' અથવા 'જીવન એ પ્રાર્થના છે' એમ આ મહાત્માઓ આપણને કહે છે ત્યારે જીવનની આંતરબાહ્ય તમામ પ્રવૃત્તિઓ પ્રભુને ચરણે સમર્પી દેવાનું તેઓ આપણને ફરમાવે છે. જીવનની કેટલી ઉન્નત ભાવના ! કેટલો ભવ્ય આદર્શ !

બન્નેએ પોતપોતાની રીતિ અનુસાર ' કર્મયોગ 'નો પાઠ આપણને પઢાવ્યો છે. ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દીવેટિયા કહે છે તેમ ભગવદ્ગીતાના ગાનારે ' જીવનની કળા ' આપણને શીખવી છે. ચીનના સંત ફિલસૂફ કનફ્યૂશિયસ એ પણ ' જીવનની કળાના ' એટલા જ સમર્થ વિધાયક છે.

### કર્મસંન્યાસ

સમાનતાના અંશ એટલેથી જ પરિસમાપ્ત નથી થતા. કર્મસંન્યાસની વિચારપ્રણાલી, જે કદાચ એનાથી પણ વિશેષ પ્રાચીન હોવાનો સંભવ છે, તેનો પણ બન્નેને એકસરખો પરિચય હતો. આપણા દેશમાં વર્ણાશ્રમધર્મ સ્થાપીને આપણા ઋષિમુનિઓએ સમાજની એવી સુંદર વ્યવસ્થા કરી હતી કે ચાર આશ્રમમાંના બે વાનપ્રસ્થ અને સંન્યાસ એ બન્નેને માટે પૂરતી અનુકૂળતા મળી રહેતી. એ ઉપરાંત આ સંસાર એવો સુખ–દુઃખથી સંમિશ્ર છે અને કોઈના અનુભવમાં દુઃખની માત્રા વધી જાય એવી સ્થિતિ એટલી સામાન્ય છે કે તેના કટુસંવેદનને પરિણામે, અથવા તો કોઈ ઉચ્ચતર આંતરપ્રેરણાના દબાણને પરિણામે મનુષ્યમાં વૈરાગ્યવૃત્તિ ઉદ્ભવે તેને માટે આપણી સમાજરચનામાં જોગવાઈ હતી. ઉપનિષદ્નું વચન છે કે " यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् ॥ " ( જે દિવસે વૈરાગ્ય–અલબત્ત સાચો વૈરાગ્ય ઉદ્ભવે તે દિવસે જ પ્રવ્રજ્યા લઈ લેવી, સંન્યાસ ગ્રહણ કરવો. ) આ પ્રમાણે કર્મસંન્યાસ કૃષ્ણને પરિચિત હતો, આપણને પણ પરિચિત છે. દેશમાં સંન્યાસીઓ ઘણા છે, તેથી જ સાંપ્રતકાળમાં એ સંન્યાસીઓનો પ્રશ્ન આપણે માટે એક કોયડારૂપ બની ગયો છે.

### કુંગનો દેશકાળ

કનફ્યૂશિયસને પણ એ કર્મસંન્યાસનો પરિચય સારી રીતે હતો. એનો સમય એ અંધાધૂધીનો સમય હતો એ વાતનો આ લેખના આરંભમાં જ નિર્દેશ થઈ ગયો છે. કેન્દ્ર સરકારનું માન દિનપ્રતિદિન ઘટતું જતું હતું. જુદાં જુદાં હાથ નીચેનાં રાજ્યોએ પોતપોતાની સત્તા વધારી દીધી હતી, અને કેન્દ્ર

સરકારની અનેક પ્રકારે અવગણના થતી હતી. એ નાનકડા રાજાઓને સત્તાનો જેવો લોભ લાગ્યો હતો, તેવો જ સત્તાલોભ તેમના મંત્રીઓને લાગ્યો. તેઓ પોતાની જ સત્તા વધારતા ગયા, રાજાઓ તેમનાં રમકડાં બની ગયા. રાજાઓની વિરુદ્ધ તેમણે ખટપટો કરવા માંડી. કંઈક રાજાઓનાં ખૂન થયાં, કંઈક પદભ્રષ્ટ થયા, કંઈકની ગાદી ઉપર બીજાઓ ચડી બેઠાં. તેમના અનુયાયીઓમાંથી કેટલાક ભાગી ગયા. જેઓ ન ભાગી ગયા તેમનાં ખૂન થયાં અથવા તો તેઓ દેશનિકાલની શિક્ષા પામ્યા. કેટલાકે ભયના માર્યા દેશવટો ખુશીથી સ્વીકાર્યો, પરરાજ્યમાં ગમે ત્યાં જઈને તેઓ ભરાઈ પડતા. ઉદર ભરવાને માટે અન્નનું ઉત્પાદન કરવા જેટલો જ પરિશ્રમ તેઓ લેતા. અન્યથા નિષ્કર્મ રહેતા.

આપણા દેશમાં બ્રિટિશ અમલ હેઠળ વિદ્યા ભણનારાઓનું લક્ષ્ય જેમ નોકરીનું રહેતું તેમ એ પ્રાચીન કાળના ચીનમાં પણ જીવનનું ધ્યેય એ જ હતું કે જરૂરતની લાયકાત મેળવીને રાજ્યશાસનના તંત્રમાં કોઈ ને કોઈ રીતે જોડાઈ જવું. પણ આવી અરાજકતા જ્યાં ફેલાઈ હોય ત્યાં એવા તંત્રમાં જોડાવું કોઈ ને ગમે પણ કેમ અને ફાવે પણ કેમ ? તેઓને માથે પણ આમ પરાણે સંન્યાસધર્મ આવી પડ્યો.

આ પ્રમાણે પ્રથમ આપદ્ધર્મ તરીકે જ સ્વીકારાતા આ કર્મસંન્યાસને એ જ અરસામાં થઈ ગયેલા ચીનના કેટલાક સમર્થ ફિલસૂફોની વિચારધારાએ નવો વેગ આપ્યો. એ ફિલસૂફોમાં સૌને મોખરે મૂકી શકાય એવો ફિલસૂફ લેઓત્સે હતો. કર્મસંન્યાસ એ એનો મુખ્ય સિદ્ધાન્ત હતો. એ સિદ્ધાન્ત એની દૃષ્ટિથી સમજવાને માટે એનો અને એની વિચારધારાનો આપણે કંઈક વિશેષ પરિચય મેળવવો પડશે.

### લેઓત્સે

લેઓત્સેનો અર્થ ઘરડો છોકરો એવો છે. ઈ. સ.ના ચોથા સૈકાનો એક ગ્રન્થ એવું જણાવે છે કે કોઈ અતિમાનુષ તત્ત્વના પ્રભાવે એને ગર્ભવાસ પ્રાપ્ત થયો હતો અને માતાના ઉદરમાં એ સુદીર્ઘકાળ સુધી રહ્યો હતો. [એ કાળની ગણતરી કોઈ ૬૨ વર્ષની, કોઈ ૭૨ વર્ષની, કોઈ ૮૧ વર્ષની કરે છે પણ સુદીર્ઘ કાળમાં આપણે એ ત્રણે ગણતરીઓનો સુખેથી સમાવેશ કરી શકીએ] એ સુદીર્ઘ કાળની આખરે જ્યારે એનો જન્મ થયો ત્યારે ઘડપણને લીધે એના વાળ સફેદ થઈ ગયા હતા, અને લોકો એને ઘરડો છોકરો એ નામે ઓળખતા થયા. કનફ્યૂશિયસના (કુંગના) સંપ્રદાયનો એક બીજો

અન્ય વર્ણનાત્મક સ્વરૂપનો છે અને તેનું સંપાદન ઈ. સ. ના ત્રીજા સૈકામાં થયું હતું. તેના કહેવા પ્રમાણે એના નામનો અર્થ 'વૃદ્ધ ફિલસૂફ' એટલે 'વન્દનીય મહર્ષિ' એટલો જ કરવાનો છે.

એ મહર્ષિએ ટેઓનો ધર્મ સ્થાપ્યો. ટેઓ એટલે માર્ગ-સન્માર્ગ એવો એનો અર્થ કરવામાં આવે છે, પણ એ તત્ત્વ ઘણું ગહન છે. એમાં ઊંડા ઊતરવાની અત્યારે આપણને જરૂર નથી. જે પરમતત્ત્વ એ મહર્ષિના સ્થાપેલા ધર્મની સાથે જોડાયલું છે તેનું અત્યન્ત સંક્ષિપ્ત નિરૂપણ જ અત્રે બસ થશે.

ટેઓ

ઈશ્વર વિષે માણસ વિચાર કરતો થયો ત્યારે ઈશ્વર કેવા હશે? એ વિષે એની કલ્પના જાગ્રત થવા માંડી. એને મનુષ્યના જેવા જ હાથ, પગ, આંખ, કાન, નાક, માથું, મોં, વગેરે હશે એવી કલ્પના એને સૂઝી. આગળ ચાલતાં એ સ્થૂળી કલ્પના છોડીને એને નિરાકાર નિરંજન એ માનતો થયો, છતાં એના આંતર વ્યાપાર તો મનુષ્યના જેવા જ એ કલ્પી શક્યો. મનુષ્યના જેવા જ રાગદ્વેષથી ભરેલો એણે એને માન્યો. એ સૃષ્ટિનો કર્તા છે, સૃષ્ટિનો નિયામક છે, એ સત્કર્મો કરનાર પર પ્રસન્ન રહે છે, અસત્ કર્મો કરનાર પર અપ્રસન્ન થાય છે, સ્તુતિ કરનાર પર એ કૃપા રાખે છે, નિન્દા કરનાર પર એનો કોપ ઊતરે છે, ભક્તોના ઉપર એનો અનુગ્રહ થાય છે, પાખંડીઓને એ શિક્ષા કરે છે એમ કહેવામાં રાગદ્વેષ, પ્રસન્નતા-અપ્રસન્નતા, ઈચ્છા-અનિચ્છા એવા માનુષ ભાવો વાળું જ માનસ એને છે એવી કલ્પના કર્યા વિના એને ન ચાલ્યું. એ જ મનુષ્ય એથી એ ઉચ્ચતર કલ્પના કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરે છે ત્યારે ટેઓના પરમ તત્ત્વને એ પિછાની શકે છે. એ તત્ત્વ એવું ગહન છે કે વાણી એને વર્ણવી શકતી નથી બુદ્ધિ એને સમજી શકતી નથી. એ તત્ત્વને પિછાનતાં મનુષ્ય નિર્ભય બની રહે છે. મૃત્યુનો ભય પણ એને રહેતો નથી, કારણ કે મૃત્યુનો સ્પર્શ એને થતો નથી. ટૂંકમાં

'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ॥'

(જેને પહોંચ્યા વગર જ વાણી જેનાથી નિવૃત્ત થાય છે અને મન જેનાથી પાછું હઠે છે,)

'अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ।

(સ્થૂલ નહીં, સૂક્ષ્મ નહી, હ્રસ્વ નહી, દીર્ઘ નહી)

એવી રીતે નિર્ગુણ બ્રહ્મ વિષે ઉપનિષદોમાં જેવું કહ્યું છે તેવું જ આ ટેઓનું તત્ત્વ લેઓત્સેએ વર્ણવ્યું છે.

## લેઓ ત્સેનો પરિચય

લેઓ ત્સેએ જીવનના આરંભમાં નોકરીથી કામદાર તરીકે, પછીથી પુસ્તકાલયના નિરીક્ષક તરીકે કામ કર્યું હતું. પોતાના દેશનો ઇતિહાસ જાણવાની એને તક મળી હતી. વિવિધ પ્રકારનું જ્ઞાન એણે મેળવ્યું હતું. ઊંડું મનન કરવાની એની સ્વાભાવિક વૃત્તિ રહેતી. પ્રૌઢ અને ગહન વિચારો એને આવતા. ગૌરવભરપૂર વાણી એ ઉચ્ચારતો. એનું શિષ્યવૃંદ મોટું હતું. એની વાણી સાંભળીને તેઓ કૃતકૃત્ય થતા. એનાં બોધવચનો તેઓ સાંભળતા, સ્મરણમાં રાખતા, અને સંઘરતા. એને તો એકાન્તવાસ પ્રિય હતો. ખ્યાતિ એને જોઈતી નહોતી. એક દિવસે નગરદ્વાર છોડીને એ નીકળી પડ્યો. એ આગળ અને આગળ ચાલતો રહ્યો અને અંધકારમાં વિલીન થયો: "ચાલ્યો શ્યામ રજનીમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો." લેઓ ત્સે નામની કોઈ વ્યક્તિ થઈ ગઈ કે નહીં તેની પણ કેટલાકને શંકા છે. લેઓ ત્સે નામની બે ત્રણ વ્યક્તિઓ થઈ ગઈ એમ પણ કેટલાક કહે છે. એ જન્મ્યો હોય કે ન જન્મ્યો હોય, એનાં બોધવચનો જીવતા અને જાગતાં રહ્યાં છે અને રહેશે. ચીન દેશ એનું ગૌરવ લે છે, ચીનની પ્રાચીન સંસ્કૃતિનું ગૌરવ એ વધારે છે. એની આર્ષ દૃષ્ટિ જીવનના પર્યન્ત સુધીના ઉત્કર્ષને કેટલીક વાર પહોંચી શકે છે.

## માનવવ્યવહારનો ઉપદેશ

"જે ભલા હશે તેની સાથે હું ભલાઈ રાખીશ; જે ભૂંડા હશે તેની સાથે પણ હું ભલાઈ રાખીશ કે તેઓ ભલા થાય."

"જે વફાદાર હશે તેને હું વફાદાર રહીશ; જે બેવફા હશે તેને પણ હું વફાદાર રહીશ કે તેઓ વફાદાર થાય."

"કોઈ પણ માણસ ખરાબ હોય, પણ તેને દૂર કાઢી નાંખવો એ વાજબી કેવી રીતે હોય?"

"અનુપકારનો બદલો પ્રેમથી વાળો."

આપણાં સંસ્કૃત સુભાષિતો પણ કહે છે કે

"उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥"

(ઉપકાર કરનારાઓ પ્રત્યે ભલાઈ રાખવી એ ભલાઈમાં ગુણ શો? અપકાર કરનારાઓ પ્રત્યે જે ભલાઈ રાખે છે તેને જ સંતપુરુષો ભલો ગણે છે.)

અપકાર કરનાર પ્રત્યે પણ ભલાઈ રાખવી એ ઉપદેશ એક સ્થળે સરખો છે, છતાં નૈતિક હેતુનો સ્ફુટ નિર્દેશ જેમાં થયો હોય એવાં વચનો વિશેષ દીપ્તિથી પ્રકાશે છે અને વધારે સચોટ અસર ઉપજાવે છે એમ નથી લાગતું?

## ધારાશાસ્ત્રીઓને ચેતવણી

કાયદાપોથીમાં નવા નવા કાયદાકાનૂનો ઘડવાની બાબતમાં જેઓ અત્યન્ત ઉત્સાહ રાખે છે તેમને એની સલાહ છે કે જરા થભો

"જેમ કાયદાકાનૂનો વધારે તેમ ચોરો અને લૂટારાઓ પણ વધારે. તેટલા માટે ડાહ્યો પુરુષ કહે છે: જ્યાં સુધી હું કંઈ પણ કરીશ નહીં ત્યાં સુધી જનતા પોતપોતાની મેળે સુધારણા કરી લેશે. જ્યાં સુધી હું શાન્તિને સેવીશ ત્યાં સુધી જનતા પોતપોતાની ભૂલો પોતાની મેળે સાફ કરી લેશે. માત્ર જો હું દખલગીરી નહીં કરું તો જનતા વૈભવસંપન્ન થશે માત્ર જો હું કામનાથી વિમુક્ત રહીશ તો જનતા કુદરતી રીતે સાદાઈના રાહ પર પાછી આવી જશે."

"કાદવવાળું પાણી હોય તેને સ્વચ્છ કોણ કરી શકશે? છતાં એ પાણીને શાન્ત રહેવા દો, (કાદવ નીચે બેસશે અને) ધીમે ધીમે પાણી પોતાની મેળે સ્વચ્છ થઈ જશે. સંપૂર્ણ સ્વાસ્થ્યની સ્થિતિ પ્રાપ્ત કરાવી શકે એવો કોણ છે? પણ વખતને વહેવા દો એટલે સ્વાસ્થ્યની સ્થિતિ આપોઆપ ઉદ્ભવશે.

"મોઢું બંધ કરો, ઇન્દ્રિયોના દરવાજાને સાંકળ લગાવી દો એટલે જ્યાં સુધી જીવશો ત્યાં સુધી તમને આફત નહીં આવે. તમારા ઓઠ ઉઘાડો અને તમારો સંસારવ્યવહાર આગળ ધપાવ્યા જાઓ એટલે તમારા આયુષના અન્ત સુધી તમે સલામત નહીં રહી શકો"

"નિષ્કર્મતા આદરો, કશું જ ન કરવું એ જ તમારું કામ"

"નિષ્કામ રહેવાની કામના રાખો એટલે દુષ્પ્રાપ્ય વસ્તુઓ તમને મૂલ્ય

વિનાની લાગશે. ન શીખવું એ જ શીખો એટલે તમે એવી સ્થિતિ પ્રાપ્ત કરશો કે જે માનવજાતે સાધારણ રીતે ગુમાવી દીધી છે "

"તમામ વસ્તુઓને તેના સ્વાભાવિક માર્ગે જવા દો, અને દખલગીરી કરવાનું છોડી દો."

## સંન્યાસની બેપરકરતા

આ વચનો આપણને ગ્રાહ્ય થઈ શકે એવાં નથી. કુગને કે કનૈયાને પણ એવો કર્મસન્યાસ ગ્રાહ્ય તો નહોતો જ. જો કનૈયાને તે ગ્રાહ્ય હોત તો "कर्म ज्यायो ह्यकर्मण ॥" (અકર્મના કરતા કર્મ જ વધારે મહત્ત્વનું છે) એમ એ કહેત નહી. છતા એમાથી એને પણ એકનો અનાદર નહોતો. કનૈયાને જો અનાદર યોગ્ય જણાયો હોત તો ડિંડિમ બજાવી એણે કહ્યું ન હોત કે

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

(સન્યાસ અને કર્મયોગ બન્ને પરમ કલ્યાણ સાધનારા છે, પણ એ બેમાથી કર્મસન્યાસ કરતા કર્મયોગ ચઢી જાય એવો છે)

અલબત્ત જે સ્વરૂપમા લેઓ ત્ઝેના વચનો રજૂ થયા છે તે સ્વરૂપે તો કનૈયાને એ અગ્રાહ્ય જ લાગત, કારણ કે એની પાછળ અધ્યાત્મચિંતનની અનુકૂલતાનું જે ઊચું ધ્યેય રહ્યું છે તેનું ઝાખું ઝાંખુ પણ દર્શન થતું નથી અને તેને અભાવે એમાના કેટલાક વચનો તો આળસુની અવળવાણી જેવા બની જતા હોય એમ કોઈકને લાગે એવી રીતના સંન્યાસને માટે તો ઘણી યોગ્ય રીતે કનૈયો કહે છે કે.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥

(કર્મ ન કરે તેથી કઈ માણસને નૈષ્કર્મ્યની સ્થિતિ પ્રાપ્ત થતી નથી, અને એવા કર્મસન્યાસથી એને સિદ્ધિ પણ મળતી નથી)

## લેઓ ત્ઝેનું તત્ત્વચિંતન

આ પ્રમાણે લેઓ ત્ઝેના ઉપદેશની પાછળ કોઈ ઊડી તાત્ત્વિક દૃષ્ટિ ન

જણાતી હોવાથી આપણને પણ તે અનાદરપાત્ર લાગે એ સ્વાભાવિક છે, પરન્તુ એ મહાન્ ઉપદેશકના નૈષ્કર્મ્યવાદની પાછળ પણ અતિ ગંભીર તત્વ-મીમાંસા રહેલી હતી એ વાત એના ઉપદેશમાં સર્વથા નિગૂઢ રહેલી હોવા છતાં પણ આપણે તેને ધ્યાનમાં ન રાખીએ તો આપણે એને યોગ્ય ન્યાય નહીં આપી શકીએ. એ માનતા હતા કે કર્મથી જેટલે અંશે નિર્લિપ્ત આપણે રહી શકીએ તેટલે અંશે આપણા ચિત્તની વિશુદ્ધતા આપણે જાળવી શકીએ, એ વિશુદ્ધિનો આપણા હૃદયમાં જેટલો આપણે સંચય કરીએ તેટલા આપણે આધ્યાત્મિક બળથી સંપન્ન થઈએ, અને એવી રીતે આધ્યાત્મિક બળની આપણી સંપત્તિ જેમ જેમ આપણે વધારીએ તેમ તેમ પૃથ્વી અને આકાશથી પર એવું જે અલૌકિક અને વાઙ્મનસાતીત અગોચર તત્ત્વ છે—ટેઓ—તેને આપણે અનુસરતા થઈએ. અને ટેઓના એ સન્માર્ગ તરફ જે પ્રયાણ કરે છે તેને પછી મૃત્યુનો ડર રહેતો નથી, હિંસક પ્રાણીઓ એને ઈજા કરતા નથી, હાલાહલ વિષ તેના પર અસર કરતું નથી, સ્થૂલ શરીરની સાંકડી મર્યાદાઓને તે વટાવી જાય છે.

## તાત્ત્વિક પરીક્ષા

વળી એ પણ યાદ રાખવું જરૂરનું છે કે લેઓ ત્સેના દેશમા આપણા આર્યાવર્તના જેવી વર્ણાશ્રમવ્યવસ્થા ન હોવાથી દરેક વ્યક્તિને સાધકદશામા પોતાના જીવનનો નિર્વાહ કરવાનો ભાર તો પોતાને જ ઉપાડવાનો રહેતો. સમાજના ધનિક વર્ગ ઉપર એ નિર્વાહનો બોજો નાંખી શકાય એવી વ્યવસ્થા એને માટે હતી જ નહી. એટલે નૈષ્કર્મ્યનો ઉપદેશ જોરદાર વાણીમા એ ગમે તેટલો આપે તો પણ એ માર્ગને અનુસરનારી દરેક વ્યક્તિને પોતપોતાના અનવરતાદિક જીવનની જરૂરિયાતોને માટે તો યોગ્ય પરિશ્રમ લેવો જ પડે. એ ઉપરાંત ' प्रकृतिस्त्वां नियोक्ष्यति ' એ ગીતાભાખ્યાં વચન અનુસાર મનુષ્યની પ્રકૃતિ જ ઈશ્વરે એવી ઘડી છે કે એનાથી કર્મ કર્યા વિના રહેવાય નહી. આ સ્વભાવસિદ્ધ કર્મપ્રવણતાને લીધે જે કર્મો કરવાની સહજ આન્તર પ્રેરણા થઈ આવે તેનો પણ લેઓ ત્સે નિષેધ કરતા નથી. પરન્તુ નિરન્તર કર્મ કર્યા કરવા, સતત પ્રવૃત્તિઓમા મશગૂલ રહેવું, જીવનને ધાંધલિયું બનાવવું, પારકી પચાત પણ કરવી, અન્યના જીવનવ્યવહારમા પણ દખલગીરી કરવા નીકળી પડવું, એના પ્રત્યે લેઓ ત્સેએ અસન્ત સખ્ત શબ્દોમા પોતાનો વિરોધ દાખવ્યો છે. રાજ-

શાસનને અંગે પણ એનો નિર્ધાર હતો કે 'પ્રજા ઉપર જે સૌથી ઓછું શાસન કરે તે જ શાસન વધારે સારું, વધારે સમર્થ, અને વધારે કાર્ય-સાધક નીવડે. જનતાના દૈનિક જીવનવ્યવહારમાં જ્યાં ને ત્યાં દખલગીરી કરવી એ શાસનકર્તાના શાસનને શોભાવનારું નથી, એવું એનું દૃઢ માનવું હતું. લોકમતના બળ ઉપર ઝૂમનારી આપણી આધુનિક ધારાસભાઓને એણે જે લાલબત્તી ધરી છે તે તરફ દુર્લક્ષ આપવા જેવું તો નથી જ.

## કુદરતને અનુસરો

કર્મ શું? અકર્મ શું? અને વિકર્મ શું એ પ્રશ્ન ઘણો ગહન છે. એ પ્રશ્નનો ઉકેલ શોધવા જતા કવિઓ-ક્રાન્તદર્શી પંડિતો પણ વ્યામોહમાં પડી ગયા છે. 'ગહના કર્મણો ગતિઃ ॥' એ વ્યામોહમાંથી છોડાવવાને માટે લેઓ ત્સે આપણને સલાહ આપે છે કે 'તમે કુદરતને અનુસરો. કોઈ પણ કાર્યકર્તાની દખલગીરી વિના કુદરતનો અવો વ્યવહાર કેવો શાન્ત, સ્વસ્થ, સુખપ્રદ અને સુંદર રીતે ચાલ્યો જાય છે! સૂર્યોદય અને સૂર્યાસ્ત આવે છે અને જાય છે, ઋતુઓ એક પછી એક આવે છે અને જાય છે પશુઓ અને પક્ષીઓ પોતપોતાની સહજ પ્રેરણાને વશ થઈ પોતપોતાની ઋતુઅનુસાર પોતપોતાનો જીવનકલ્લોલ દાખવી રહે છે, વૃક્ષો અને વેલીઓ પણ પોતપોતાના ધર્મ પ્રમાણે કુદરતની પળપળની બદલાતી શોભામા વધારો કરે છે. વિશ્વમાં જ્યા જુઓ ત્યા શાન્તિ, સ્વસ્થતા અને સુંદરતાનાં દર્શન થાય છે. કુદરતની લીલા સર્વત્ર વિસ્તરે છે. પૃથ્વી પરના ઉદ્યાનમા ખીલી રહેલા કુમળાં, મધુરા, મઘમઘતા પુષ્પોની સુવાસ ઝીલો! પેલા આકાશના ઉદ્યાનમા ખીલી રહેલાં આકાશના પુષ્પો—પેલા તારકોના ટમટમતા પ્રકાશને ઝીલો! કુદરત કેવું સુંદર જીવન જીવી રહી છે! અને છતા—કુદરતમા કોઈ ક્રિયાવાન્ તમને જણાય છે? કુદરત નિષ્ક્રિય છે. એ કુદરતને ભેદીને એ પૃથ્વી અને આકાશની પાર જઈને, જરા ડોકિયું કરો! ટેઓનુ પરમ ગહન બાહ્ય તેમ જ આંતર ઇન્દ્રિયોને અગોચર, સર્વ વિશેષણો જેનાથી દૂર હટે છે અને વાણી જેને વર્ણવવા અસમર્થ છે તે દૂર દૂર છતાં અત્યન્ત નિકટ એવું, મહાનમા મહાન્ છતાં અણુથી એ અણુ એવુ. નિગૂઢ સત્વ તમને જણાશે. એ પરમ નિગૂઢ સત્ત્વ, જે અનન્ત અને અપરિમેય છે.' તેને શું ઇયત્તાવાળાં ગુણકર્મોના બંધનો વડે તમે બાંધી શકશો? નહીં જ. અને એ નિષ્ક્રિય હોવા છતાં આખા વિશ્વનો વ્યવહાર કેવો સુવ્યવસ્થિત, કેવો નિયમબદ્ધ, કેવી સુંદર

રીતે ચાલ્યે જાય છે! તમારો જીવનવ્યવહાર પણ એનો જ સુવ્યવસ્થિત રહેશે, એનો જ નિયમબદ્ધ રહેશે, એની જ સુંદર રીતે ચાલશે—જો તમે માત્ર નિષ્ક્રિયતા સેવશો તો! આ વિશ્વ સુંદર છે અને તે સુંદર જ રહેશે, આ વિશ્વની માનવતા સુંદર છે અને તે સુંદર જ રહેશે—જો તમે માત્ર ખોટી પ્રવૃત્તિઓ આદરીને વગરકારણની પંચાતોમાં ઊતરીને, નિરર્થક દખલગીરી કરીને એ સુંદરતાને છિન્નવિચ્છિન્ન નહીં કરી નાંખશો તો!

કર્મસંન્યાસના આ સિદ્ધાન્તને સ્વીકાર્ય આપણે ગણીએ કે ન ગણીએ છતાં નિઃસંશય એ કર્મસંન્યાસનો ઉપદેશ ભવ્ય છે, ગૌરવાન્વિત છે. આધ્યાત્મિક ઉન્નતિ તરફ એનું લક્ષ છે, માનવીનું કલ્યાણ સાધવા તરફ એનું દુર્લક્ષ તો નથી જ. આપણો કનૈયો જ્યારે કહે છે કે " નિઃશ્રેયसकरावुभौ ॥ " ( કર્મસંન્યાસ અને કર્મયોગ એ ઉભય પરમ કલ્યાણના સાધનારા છે ) ત્યારે આપણા હૃદયમાં પણ તેનો યોગ્ય પ્રતિધ્વનિ ઊઠયા વગર રહેતો નથી. સ્થિતપ્રજ્ઞનું લક્ષણ આપતા એ પરમ ' યોગેશ્વર ' આપણને કહે છે;

" यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ "

( જેમ કાચબો પોતાના સર્વે અંગોને સંકોરી લે છે તેમ જે પોતાની ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના વિષયોમાંથી ખેંચી લે છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે.)

સ્થિતપ્રજ્ઞના લક્ષણોનું નિરૂપણ કરતા આ વચનો ઉપરથી કર્મસંન્યાસના ગરવા સિદ્ધાન્તની આપણા મહાન્ ઉપદેશક ઉપર કેટલી ઊંડી અસર થયેલી તે આપણાથી સ્પષ્ટ જોયા વગર રહેવાતું નથી પરન્તુ એમનો પોતાનો ઉપદેશ, જે એમણે જાણે ડિંડિમનાદ કરીને એમના પ્રિય શિષ્ય અર્જુનને, અને તે દ્વારા એમને પ્રિય એવી જગતની નિખિલ માનવતાને સુણાવ્યો છે, તે તો એ જ છે કે:

" कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ "

( કર્મ કરવા એટલો જ તારો અધિકાર છે ફળની અપેક્ષા રાખવી એ તારા અધિકાર બહારની વસ્તુ છે.-મને કંઈ લાભ મળે, મને કંઈ નહિ

થાય એવી વૃત્તિને તુ તારી પ્રવૃત્તિનો હેતુ બનાવીશ નહી, તેમ કઇ પણ કર્મ કરવુ નહી—અકર્મી રહેવુ એવી વૃત્તિને પણ તુ સેવીશ નહી )

આ પ્રમાણે શ્રીકૃષ્ણભગવાને અર્જુનને ઉપદેશ આપ્યો કર્મયોગનો. એ સિદ્ધાન્ત અર્જુને સાભળ્યો, આર્યાવર્તની નિખિલ માનવતાએ એને ઝીલ્યો, જગતભરની સસ્કારી જનતા આજે એ સિદ્ધાન્ત સમજવાને અને સત્કારવાને ઉત્સુક બની છે, જીવનનો રાહ દાખવનારા મહામન્ત્ર તરીકે એ ઉપદેશ આપનારની અમૃતવાણી આજે જગતભરના મહામૂલા ગ્રન્થોની યશસ્વી નામાવલિમા મોખરાનુ સ્થાન પ્રાપ્ત કરી રહી છે.

## કર્મયોગ પુનરાવર્તન

અને છતા—એ ઉપદેશ વિષે શ્રીકૃષ્ણ આપણા કનૈયો—અર્જુનને કહે છે કે હુ આ જે ઉપદેશ તને અત્યારે આપુ છુ તે કઈ નવો—ઉપજાવી કાઢેલો—નથી, પણ તે 'પુરાતન' છે જૂનો અને જાણીતો છે એ અવિનશ્વર યોગ મે જ પૂર્વે સૂર્યને કહેલો સૂર્યે તે મનુને કહ્યો, અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો એ પ્રમાણે પરપરાથી ઊતરી આવેલો એ યોગ રાજર્ષિઓ જાણતા હતા ઘણા કાળથી એ યોગ નષ્ટ થયો હતો—વીસરાઈ ગયો હતો, તે જ પુરાતન યોગ આજે મે તને કહ્યો છે,

"स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥"

[ તુ મારો ભક્ત છે અને મારો સખા છે તેથી એ પુરાતન યોગ આજે મે તને કહ્યો છે એમા ( જીવનનુ ) ઉત્તમ રહસ્ય સમાયેલુ છે ] કર્મયોગના આ ઉત્તમ રહસ્યના જ્ઞાનનો અધિકારી કોણ છે તે પણ આપણા કનૈયાએ અહીં સ્પષ્ટ દાખવ્યુ છે ઈશ્વર પ્રત્યે જેને ભક્તિ છે, ઇશ્વરને જે પોતાના જીવનસાથી તરીકે, પોતાના સખા તરીકે પિછાને છે તેને જ એ ઉત્તમ જ્ઞાનનો અધિકાર છે, કારણ કે તે જ એ ઉત્તમ જ્ઞાનને સાભળી શકે છે, સમજી શકે છે અને આચારમા પણ મૂકી શકે છે

જીવન જીવવાની કળા અહીં આપણને કનૈયાએ દાખવી છે અને તેથી જ જીવન જેમણે જીવી જાણ્યુ છે એવા જગતભરના માનવીઓ એમના આદેશને ઝીલવાને માટે સદૈવ ઉત્સુક રહ્યા છે શ્રીકૃષ્ણના વેણુનાદથી વ્રજની વનિતાઓ ઘેલી બની જતી, એટલુ જ નહિ, પરન્તુ

'પશુપંખી પણ લાગ્યા મદભર ડોલવા'

એ વેણુનાદના વહેવડાવનાર પ્રત્યે આંગળી ચીંધીને આપણા કવિવર આ ભવયમુનાના તટ ઉપર 'અનહદ' વાંસળી વગાડી રહેના 'ગોવિન્દ'નું આપણને દર્શન કરાવે છે અને એ ગીતના ભેદોને સુણવા, સમજવા અને આચરવાનું આપણને ઉદ્બોધન કરે છે

"જો! જો! ઘેરા ભવયમુનાતટ રમતા રે
અનહદ રે વગાડે ગોવિન્દ વાંસળી,
સુણ્ય, સમજ્ય, આચર્ય એ ગીતના ભેદો રે,
પશુથીએ પામર શું આપણ માનવી?"

પામર થવું આપણને રુચતું નથી. છતાં ઇતર દેશનો એક પામર માનવી-કુંગ પોતાના પામર માનવ જીવનની પાછળ છુપાયેલા પ્રૌઢ ઇશ્વરત્વ ને નિહાળવાને આપણને પ્રેરણા આપી જાય છે આપણે એના તરફ હવે વળીએ (ચાલુ)

ડૉ. ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્ય

# ઈસ્ટવર્ડ હો ! ૩[1]

મુંબઈ : તા. ૧૧-૧૦-૧૯૫૦

## રંગવિદ્યાનિષ્ણાત પ્રોફેસર રાઈટ

પ્રકાશ અને રંગવિદ્યાના સમર્થ નિષ્ણાત, લંડનની ઇમ્પીરિયલ કૉલેજ ઑફ સાયન્સ ઍન્ડ ટેકનૉલોજીના પ્રોફેસર ડૉક્ટર રાઈટને મળી તેમની સાથે અમારા એ ક્ષેત્રના પ્રયોગો વિષે ઘણી ચર્ચા કરવાની ઉત્કંઠા હતી એટલે તા. ૧૭મીને દિવસે સવારે હોટેલ ઉપરથી ટેલિફોન કરી, હાઈડ પાર્કને પેલે પાર સાઉથકેન્સિંગ્ટનમાં આવેલા લંડન યુનિવર્સિટીના એ આલિશાન મહાવિદ્યાલયમાં જઈ પ્રોફેસરને મારું વિઝિટિંગ કાર્ડ મોકલ્યું. સૌજન્ય અને સદ્ભાવની મૂર્તિ સમા એ હસતે વદને આવ્યા અને તેમની પ્રયોગશાળામાં લઈ જઈ મને મારી અમેરિકન સફર વિષે ઉપરાઉપરી સવાલો પૂછવા લાગ્યા: "ક્યાં ક્યાં જઈ આવ્યા ? શું શું જોયું ? કોને કોને મળ્યા ? અમેરિકન વિજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રીઓ કેવા લાગ્યાં ?" વગેરે. મેં તેમને વૉશિંગ્ટન બ્યુરો ઑફ સ્ટૅન્ડર્ડ્સના ડૉક્ટર ડીન જડ્ડ અને રોચેસ્ટરની ઈસ્ટમેન કોડેક લૅબોરેટરીના ડૉક્ટર મૅકઆદમની મુલાકાતો વિષે અને તેઓનાં ચાલી રહેલાં અન્વેષણો વિષે ટૂંકામાં કહ્યું. ડૉક્ટર જડ્ડનાં નવાં રંગઅંધતા ( Colour Blindness ) ભોગવતાં મનુષ્યો ઉપરના અન્વેષણો તેમ જ ડૉક્ટર મૅકઆદમના, પૂરક રંગો ( complimentary colours ) ઉપરના દૃષ્ટિપાતથી. થતા દૃષ્ટિભ્રમ ( optical illusion ) તેમ જ રંગદૃષ્ટિભેદ ઉપરના તદ્દન નવા જ પ્રકારના મહત્ત્વના પ્રયોગોની વીગતોમાં કુદરતી રીતે જ પ્રોફેસરને ઘણો રસ પડ્યો. પણ અચાનક કાંડા ઉપરના ઘડીઆળમાં જોતાં તેમને સ્મરણ થઈ આવ્યું : "માઈ ગૉડ ! ઈટ ઈઝ–ઑલરેડી વન ઍન્ડ ધી ઑપ્ટિકલ કન્વેન્શન મીટિંગ સ્ટાર્ટ્સ ઍટ ટુ ! વિલ યુ એક્સક્યુઝ મી, ડૉક્ટર ? યુ કૅન સ્ટે વિથ અસ ફૉર ધ ડે ઍન્ડ ઍટેન્ડ ધ મીટિંગ. આઈ શૅલ

---

૧. બીજો હપ્તો સપ્ટેમ્બર-ડિસેમ્બર, ૧૯૫૨ના અંકમાં. આ સ્વતંત્રપણે પણ વાંચી શકાશે (હ. ૧ : માર્ચ ૧૯૫૦માં).

ટેક યુ ટુ પ્રોફેસર માર્ટિન " અને એ રીતે બાકીના ત્રણચાર કલાકના સમય-મા કન્વેન્શનની બેઠકમા, ઈંગ્લંડના તેમ જ યુરપના અન્ય દેશોના પ્રતિનિધિઓના ટૂકા તો યે મુદ્દાસરના પ્રવચનો અને વાર્તાલાપ સાભળવાની અચ્છી તક આમ અનાયાસે મળી ગઈ,

## ગેમેજીસ વસ્તુભંડારની મુલાકાતે

તા ૧૮મી ને બુધવારનો બીજો દિવસ એક મહત્ત્વનુ અને ઘણુ મનગમતુ કામ કરવાનો હતો. ગેમેજીના વિશાળ અને વિખ્યાત સ્ટોરની તેમ જ અન્ય સ્થળોની મુલાકાતે જઈ, કુટુબના સૌ કોઈ માટે નભારી-સભારી, વીણી-વીણી વસ્તુઓની ખરીદી કરવાની હતી

ટ્યુબ, બસ કે ટેક્સીમા ગોધાઈને મૂઢ જનાવરની જેમ એકથી બીજે ઠેકાણે ધકેલાવા કરતા, હુ તો હમેશા ખુશખુશાલ વદને અને ઉત્સુક નયને, આસ્તેકદમ કે ઉતાવળી ચાલે મમયાનુકૂલ, દુકાનોની કાચબારીઓની અને રસ્તા ઉપરની માનવજાતની ચિત્રવિચિત્ર સૃષ્ટિને જોતા જોતા, એક સાથે દોઢ બે કલાક ખુશીથી ચાલ્યા કરવાનુ વધુ પસદ કરુ છુ વિરામની ઇચ્છા થાય તો એકાદ ઉપકારગૃહનો આશ્રય દસપદર મિનિટ લઈ લઉં યુરપ-અમેરિકાના ૭ માસના પ્રવાસ દરમ્યાન, નાનામોટા શહેરો કે ગામો, ઈંગ્લંડમા, લડન, માન્ચેસ્ટર, લીડ્સ, અને લિવરપૂલ, ફ્રાન્સમા, પેરીસ, લિમોન્સ, તુલુઝ, લીન, સ્વીટ્ઝરલેંડમા, બાલ, બર્ન, ઝુરિક વિન્ટરથુર, બેલ્જીયમમા, બ્રસેલ્સ, ઘેન્ટ, હોલંડમા, યુટ્રેક્ટ હેગ, ડેલ્ફ્ટ, રોટરડામ, જર્મનીમા, મેનોન, ફ્રાન્કફર્ટ, ડેન્માર્ક, ક્રોપનહેગન, સ્વીડનમા, ગોટબર્ગ, સ્ટોકહોમ, ઉપ્સલા અને અમેરિકામા, ન્યૂયોર્ક, બાઉન્ડબ્રુક, પ્રિન્સ્ટન વૉશિંગ્ટન, વિલ્મિંગ્ટન, ફિલાડેલ્ફીઆ, રેલે, ગ્રીનવિલ, કેનમસન, ન્યુ ઓરલીન્સ રોચેસ્ટર, નાયગ્રા, બફેલો, બોસ્ટન એ સર્વ સ્થળોના માર્ગોએ, ૭ માસ દરમ્યાન, બધા મળી ૫૦૦ થી ૭૦૦ માઇલ પગપાળો ઘૂમ્યો હોઈશ બે માઈલ દૂર ઑક્સફર્ડ સર્કસ તરફ પણ આ ન્યાયે જ મે પ્રયાણ આદર્યુ

અગ્રેજ પ્રજાને નેપોલિયને ' એ નેશન ઑફ શોપકીપર્સ ' કહી છે દુકાનદારીના ધધામા અગ્રેજો ઘણા ચીવટવાળા અને પ્રવીણ છે નાના-મોટા કોઈપણ ધોરી માર્ગે ચાલો તો રસ્તાની બને બાજુઓએ એક પછી એક, એક જોઈએ અને એક ભૂલીએ, એવી સુદર વસ્તુઓને આકર્ષક રીતે ગોઠવી,

નિત્યપ્રદર્શનથી રાચતી અને રીઝવતી હાટ અને હાટડીઓની હારમાળાઓ-માંની વિવિધ રંગબેરંગી સકળ વસ્તી એકસ્વરે મૂકનિમંત્રણ આપી જાણે આપણને જ ઝંખતી હોય એવી દૃષ્ટિથી વીનવે કે " પધારો મહાશયો, અમારું સૌંદર્ય નીરખો ! અમને અપનાવો ! અમે તમારી મનઃકામનાઓ પૂરી કરીશું ! "

મુંબાઈના ભૂતપૂર્વ ' વ્હાઈટ વે ' અને ' આર્મીનેવી સ્ટોર્સ 'ના બંને ભાઈ જેવા ચારમાળના આલિશાન મકાનમાં વિસ્તરેલા ગેમેજીસ સ્ટોરમાં પહોંચતાં વાર જ ત્યાંના મુખ્ય શૉપવૉકરની સૂચના અનુસાર તેઓના ત્રીજા માળના ટોય્ઝ યાને બાળકોની સ્વપ્નસૃષ્ટિ સરખા રમકડાં-વિભાગમાં મેં પ્રવેશ કર્યો.

એ સ્વપ્નસૃષ્ટિમાં પરી સમી સુંદરીઓ આશ્ચર્યમુગ્ધ બાળવૃંદને કાંઈ કાંઈ કૌતુકો બતાવ્યે જતી હતી. તેમની બાળકથાનાં પ્રિયપાત્રો, સિન્ડેરેલા અને સ્નોવ્હાઈટ, એલિસ અને સ્લીપિંગ બ્યુટી, પીટર પેન, વેન્ડી, રૉબિન્સન ક્રુઝો, અલાદીન, જિન એ સર્વની નાની શી તો યે જાણે સજીવમૂર્તિઓ, બાળકોનાં પ્રફુલ્લિત તેમ જ વિસ્મયપૂર્ણ વદન તરફ જોઈ પોતપોતાની જીવન-કથનીઓ સુણાવતી હતી. દેશદેશના પહેરવેશવાળી મનહર પૂતળીઓ, પાંખો ફફડાવતાં પંખીઓ, હાલતાંચાલતાં જાનવરો, તેમ જ આધુનિક યુગની વિજ્ઞાનપ્રગતિ બતાવતી રહેતી અનેક યાંત્રિક અને વિદ્યુતગતિથી ચાલતી કૃતિઓ, વહાણો, આગબોટો, એન્જીનો, ટ્રેનો, ટ્રૅક્ટરો, ટૅંકો, મોટરકારો, એરોપ્લેનો, એવું એવું કેટલું ય ભરેલા ખંડોમાં ફરતાં અને જોતાં સમયવિસ્મરણ સહેજે થઈ જાય તેવું હતું.

## મિત્રકષ્ટ-નિવારણ

સોનેરી વાળવાળી અને સુંદર રેશમી પોશાકમાં સજ્જ થએલી બે પૂતળીઓ, એક ટ્રેન સેટ, ચાર વીજળી મોટરો, એક ટૅંક અને વગાળયંત્ર, એમ પસંદગી કરી, વસેક પાઉંડનો આંકડો થયો એ ચૂકવી હું નીચે જવાની તૈયારી કરતો હતો, ત્યાં તો, " હલો ! હાઉ આર યુ ? " કરનારને આપણા મુંબઈના દાક્તરના નાના દાક્તરભાઈ— અચાનક જ મળી ગયા, એકબીજાના ખબરઅંતર પૂછ્યા અને મેં તેમને ટેરેસ ઉપર આવી મારી સાથે બપોરનું ભોજન લેવા સૂચવ્યું. તેઓ કહે, " એ બધું તો ખરું, પણ હું એક મહા-મુસીબતમાં મુકાઈ ગયો છું, તમે કદાચ મને ઉગારી શકો." મેં કહ્યું, " એમાં શું ? કહોને. ભગીરથને મહાદેવની, ગજેન્દ્રને વિષ્ણુભગવાનની અને પંડિત

જગન્નાથને ગંગામૈયાની ઈમ્બિનવર માટે જેટલી સ્તુતિ કરવી પડેલી, તેટલી તે તમારે મારી નહિ જ કરવી પડે !" આનંદમાં આવી જઈ હાથ જોડતા તેઓ બોલ્યા, "ત્યારે તો લ્યોને માત્ર બે હાથ જોડી ને જ કહુ કે મારે તાત્કાલિક પચાસ પાઉંડની જરૂર છે. પૈસા મળતા હજી મને કાચ અઠવાડીઉં થઈ જશે તમારે તો આવતી કાલે જવાનુ છે, પણ મુંબઈમાં ભાઈ તમને એ રકમ વ્યાજ સાથે આપી દેશે " મે હસીને જવાબ આપ્યો, "વ્યાજ તો મુદ્દલ જેટલુ જ, પણ કાઈ ગોટાળા જેવુ તો નથી ને ? હાથકડીની બીક, કે ફ્રેંચ સૅનેટોરીઅમમા મરાવાની મૂઝવણ, ખ્નેકમેઈલિંગ, એવુ તો આ પરદેશમા કાઈ નથી ને ?" આખો કાઢી તેઓ હવે કહેવા લાગ્યા, "વાહ ખરી ઊલટતપાસ શરૂ કરી તમે તો. ચાલો હવે જમણુ અને પૈસા બને લેવા તમારી માથે આવું. આ તો બુદ્ધિને લાથી થોડા મેડિકલ પુસ્તકો ખરીદ્યા એટલે પૈસાની જરા તાણ પડી ગઈ." શાબાશી આપતા મે તેમને કહ્યુ, "ધન્ય છે, વૈદકશાસ્ત્રના અડગ અભ્યાસીને ! બડા ભાઈ પાસે મારે તો ત્યારે તમારા પુષ્કળ વખાણ કરવા પડશે પણ, હવે આપણે જવુ જોઇએ. મોડુ થશે તો હોટલવાળા મિરાદરો ખૂબ મારશે. સ્ટોરના નીચેના ભાગેથી મારે હજી છોકરીઓ માટે કાઈંક લેવુ છે, રેશમી રૂમાલો બુચ, ચોકલેટ એવુ: ને એ બધુ મૂકવા એક મોટી બેગ " મારો ખભો જોરથી પકડીને હલાવતા દાક્તરે કહ્યુ, "હવે મારો વારો, કઈ છોકરીઓ ?" મે જવાબ આપ્યો, "કુટુબની જ, તમે તો સૌને ઓળખો છો " કાઈંક ખસિયાણા પડતા તેમણે કહ્યુ, "ઓહ આઈ સી, આઈ બેગ યૉર પાર્ડન "

જેમેજ વસ્તુભડારમાથી વીણેના ખજાનાની એક વિશાળ બેગ ભરી, ટેક્સીમા હોટેલ ઉપર પહોચ્યા અને જમ્યા પછી દમ દમ પાઉંડના પાચ ટ્રાવેલર્સ ચેક દાક્તરમિત્રને સહી કરી આપી, "આજનો દિવસ આપણે હમેશા યાદ કરીશું" કહી તેમને વિદાય આપી, ત્યારે ત્રણ વાગવા આવ્યા હતા

## નિવાસખંડની સવારી

એ રાત્રે, બ્રિટનમા હવે શરૂ થવા માંડેલ શિયાળાની અસર સારી રીતે જણાવા લાગી હતી. બીજા દિવસનો કાર્યક્રમ હુ વિચારતો હતો. સવારે નવ વાગ્યે હોટેલથી થોડે જ દૂર, હાઈડપાર્કને પેલે પાર આવેલ સ્લોઆન સ્ટ્રીટમાની એરઓફિસેથી એરોકોચમા એરોડ્રોમ જવાનુ, અને એરોડ્રમ ઉપરથી, હવાઈ

મહાયાન ‘ રાજપૂત પ્રિન્સેસ ’ની વિશાળ પાંખોની છાયામાં, જીનીવા અને કાહિરો થઈને મુંબઈ, ગૃહપતિ-ઈસ્ટવર્ડ હો ! પ્રયાણના ઉત્તરાર્ધની પૂર્ણાહુતિ કરવાની. નિવાસખંડના બિછાનાનાં રંગ અને આછડરાકિન મારી એવી હૂંફ આપતાં હતાં. બેડલાઇટના પ્રકાશમાં હવે હું ‘ ટાઇમ્સ ’નાં પાનાં ઉથલાવતો હતો, ત્યાં ચેમ્બરમેઇડે ધીરેથી બારણું ખોલ્યું. પાસે આવી એ ધીમે સાદે બોલી, “ કોર્ડ ! ઇઝન્ટ ઇટ સર ? આર યુ કમ્ફર્ટેબલ ? ” મેં કહ્યું, “ નોટ ક્વાઇટ, માર્થા, હાઉ ટાઇમ્લી યુ હેવ કમ ! વોટ કેન વી ડુ ટુ રાઇટ ધિસ કોર્ડ ? ” કૌતુકપૂર્ણ સાદે એણે કહ્યું, “ એનીથીંગ યુ પ્લીઝ મી ટુ ડુ સર ! ” “ ધેન બી એ ગુડ ગર્લ એન્ડ લાઇટ ધ ગેસ પ્લીઝ ! ” સહેજ હસીને મેં સૂચના કરી. “ ઓહ ! ધેટ્સ ઇઝીલી ડન, ” કહી કમરેથી દિવાસળીની પાનળી પુડીકેટ કાઢી, તેમાંની એક તોડી ચપળતાથી એક પગ ઊંચકી બુટનાં તળિયા સાથે ઘસી એને ચેતવી અને ગેસની ચાવી ઉઘાડી નાની નાની અનેક નીલવર્ણી અગ્નિશિખાઓ પ્રગટાવી “ વીલ ધેટ બી ઑલ રાઇટ ? ” માર્મિક હાસ્યથી કમરે હાથ દઈ એ બોલી “ હાઉ નાઇસ ઑફ યુ, માર્થા ! ગુડનાઇટ ! ” મે કહ્યું, “ ઓહ વેલ, હાઉ ગુડ એ જેન્ટલમેન યુ આર ! ” એણે જવાબ આપ્યો. ‘ ધ લૉર્ડ બી પ્રેઇઝ્ડ, માર્થા ! ” ઈશ્વરસ્મરણ કરાવતાં મે તેને કહ્યું. “ ઈન્ડીડ સર, ગુડ નાઈટ !” કહી ખંડનું બારણું પાછું હળવેથી બંધ કરી, ખંડની બહારની ચાલના ઝાંખા પ્રકાશમાં, કલ્પનાના તરંગ સરખી એ વિલીન થઈ ગઈ.

## પ્રસ્થાન

આઠ પાઉંડના સિવમા ચેરીમેરીનો (‘ ટિપ્સ ’નો ) એક પાઉંડ ઉમેરી, વળીને દિને સવારે આઠે શિરામણી પછી હોટેલકાંઉન્ટની વિદાય લીધી અને ટેક્સીમાં ગેમેજ વસ્તુભંડારવાળી પેલી મોટી બેગ, પંજ રોયરની અમેરિકન એરોપ્લેનવાળી છોટી બેગ, બે સટકેસો અને બીર કેસ લઈ એર ઓફિસે પહોંચતા જ, પોર્ટરે સર્વ સામાન મશાળો લીધો. અંદરના ભાગમાં કાંટા ઉપર બધા દાગીના ગોઠવી વજન જોતા જ એ ચમક્યો અને કહ્યું, “ ધિસ ઇઝ કન્સીડરેબ્લી ઓર ધન વ્હોટ યુ આર એલાઉડ ટુ કેરી. ” “ ડી યુ મીન. બટ આઇલ પે ફોર ધી એક્સેસ. ” મે જવાબ આપ્યો. “ ધેટ બી રાઇટ, આઇલ સી ટુ ધેટ, સર ! ” કહી આંખથી તેણે કંઈક ઇશારત કરી. વધારાના વજનના સત્તર પાઉંડ થશે એમ મેં ધાર્યું, પણ એ તો સાત પાઉંડની જ ‘ એક્સેસ

ટીફોર’ લઈ આવ્યો, ત્યારે તે રકમ ઉપરાંત દસ શિલિંગ, “થેંક્સ ફોર યોર ટ્રબલ” કહી આપ્યા ત્યારે એ ખુશ થયો અને મેં મુંબઇ પર્યંત સામાન સંભાળની ચિંતામાંથી છૂટકારો મેળવ્યો.

એરોડ્રોમ ઉપર જકાતી તપાસ પૂરી થતાં, અમે પ્રવાસીઓ, ‘એર ઇન્ડીઆ પેસેન્જર્સ ફોર જીનીવા, કેરો એન્ડ બોમ્બે’ના રેડીઓસાદની રાહ જોતા આંટા મારતા હતા, કાંઈ પણ પ્લેન ઊપડવાના અગીઆર સુધીના વખતમાં પણ એ ખબર આવ્યા નહિ એટલે ઉતાવળે પગે એરોડ્રોમ ઑફિસને જઈ પૂછ્યું કે “પ્લેન મોડું ઊપડશે કે શું ?” “યસ ઇટ ઇઝ સો, આઇ એમ અફ્રેઇડ સમ એન્જીન ટ્રબલ સુનો બટ નથીંગ ટુ વરી એબાઉટ. શી વિલ બી સૂન અપ” મોઢામાંથી ચુંગી દૂર કરી ધૂમાડાના ગોટેગોટા કાઢતા અધિકારીએ જવાબ આપ્યો. આમ કાંઈક સાંત્વન મેળવી, બહાર થોડે દૂર, મેદાનમાં, જાજરમાન “શી” ‘રાજપૂતકુંવરી’નું રૂસણું દૂર કરવાના પ્રયત્નોમાં સમજાવતા, તેને પંપાળતા બે ત્રણ ગ્રાઉન્ડ એન્જીનીઅરો અને પ્લેનના ‘ક્રયુ’ને અમે જોયા. પચ્ચીસ મિનિટની તેઓની સેવા અને સ્તુતિ સ્વીકારી કુંવરીબા પ્રસન્ન થવા લાગ્યા, ચારે પંખા પહેલાં ધીરે ધીરે અને પછી એન્જીનની પ્રચંડ ઘોષણા વચ્ચે, હવામાં વેગપૂર્વક વીંઝાવા લાગ્યા અને અમે પ્રવાસીઓએ, ‘હુર્રરે’નો હર્ષનાદ કર્યો.

## યાદગાર પરિચય : ‘માઈન્ડ યોર પૉકેટ, સર !’

લંડનથી જીનીવાનો બે કલાકનો આકાશમાર્ગ, મારાવાળી જ દુપટ બેઠક ઉપર બેઠેલા એક અંગ્રેજ સહયાત્રી મિત્ર–સાથેની ઓળખાણ અને વાતચીતોમાં સહજ પસાર થઇ ગયો. ત્રાવણકોરની જાણીતી કૃત્રિમતંતુ ‘રેયોન’ ઉત્પાદક સંસ્થાના તેઓ એક અગ્રિમ સંચાલક હતા અને ઇંગ્લંડમાં ટૂંકી રજા ભોગવી, પોતાને કામે હિંદ પાછા ફરતા હતા. જીનીવાના વિમાનઘર ઉપર દોઢ કલાકનો ભોજન માટેનો વિરામ હતો. ત્યાંના ભોજનગૃહમાં અગાઉથી રખાવેલી સગવડ પ્રમાણે મનપસંદ ‘વેજીટેરીઅન લંચ’ સાઇડરના મધુર પીણા સાથે લઇ, પ્લેનમાં મારી જગ્યાએ હું પાછો આવ્યો. બાજુવાળા ગૃહસ્થ પણ આવી ગયા. અમારી આગળની બેઠક ઉપર ‘ગેંગવે’ તરફના નાકે એક આધેડ વયના યુરોપિયન બાઇ હતા. ગેંગવેની બીજી બાજુની બેઠક ઉપર એક જગ્યા ખાલી થઈ હતી તેની ઉપર બેસવા, જીનીવાથી જ, ચોળાયેલા જૂના સૂટ, જેમ તેમ માથે મૂકેલી જૂની ફેલ્ટહેટ, જમણે હાથે ફૂટયાની જેમ

પકડેન એક કૅનવાસ બૅગ, ડાબા હાથ ઉપર મેના ગોદડા જેવો ઓવરકોટ અને મૂઠીથી પકડેન એક છાપાના કાગળમા વીંટેલુ પડીકુ, એવી વેષભૂષા અને સામગ્રીઓ સહિતની એક વ્યક્તિ, આપણો કોઇ ઉતારુ ત્રીજા વર્ગના રે તેના ડબ્બામા, ઉતાવળે ગભરાયને ચહેરે પરસેવાથી રેબઝેબ થતા, ખાલી જગ્યા જોઇ ધસ દેતો કને ફસડાઇ પડે, તેમ ત્યા એકાએક ઝૂકી પડી તરત જ કાંઈ સઝયુ હોય તેમ તેણે ઊભા થઈ ઉપરની અભરાઈ ઉપર ઓવરકોટ,બૅગ અને હટ જેમતેમ નાખ્યા 'એર હોસ્ટેસ' પાસે ઊભી ઊભી છાનુ હસતી હતી "મે આઇ હૅલ્પ યુ સર !" તે બોલી, "નો ! નો !" કશા જ વિવેક વગર એ ભાઈએ ટૂકામા ગમડાવ્યુ પણ પાછા બેસવા જતા તેમના હાથમાનુ પડીકુ છૂટી પડ્યુ અને તેમાથી સિવફ્રૂટે ડની મુલાયમ મીઠી લીલી દ્રાક્ષનુ ઝુમખુ નીચે પડી જતા, દ્રાક્ષો ચારે બાજુ વેરાઇ પડી 'ઓ ! ઓ !' એમ બોલતા ભાઈશ્રી અપરાધી દ્રાક્ષોને હાથમા ભેગી કરવા લાગ્યા બાકીની હોસ્ટેસે વીણી ઊડતા કાગળને પકડી, તેમા મૂકી પડીકુ પાછુ તેમને સોપ્યુ અને જરા રોષયુક્ત સ્વરે, 'માઇન્ડ યોર પૅકેજ, સર !' એમ કરી તે ચાલી ગઈ તુરત જ કાઇ ભાન આવ્યુ હોય તેમ ઉપકારિત ગૃહસ્થ, "થૅંકયુ થૅંકયુ !" એમ ઓચર્યા, પણ એ વખતે તો પ્લેનપરિચારિકા ક્યારની ય અદશ્ય થઇ ગઈ હતી, અને આજુબાજુના સૌ લોક હસી પડ્યા

## 'નો ન્યુસન્સ પ્લીઝ'

અમારૂ હવા જહાજ ઊપડતા પોતપોતાની બેઠકોમા ઠરીઠામ થઇ બેસી ગયા હતા ઝીનીવાથી આવેલી પેલી વિચિત્ર વ્યક્તિ મેણુ હજી તેના વિચાર મને વારવાર આવ્યા કરતા હતા. ચહેરા ઉપરથી ભારતવાસી તો લાગતા જ હતા બાવીસ વર્ષ પહેલા જ્યારે હુ પહેલી વાર વિલાયત ગયો ત્યાર 'રાણપુરા' સ્ટીમરમા સાથે એક ધૂની, મધ્યપ્રદેશના પ્રૉફેસર જેવા તાપ્રમાદ હતા દેખાવ, પહેરવેશ અને રીતભાતમા સહેજે ભુલાવે એવા આ પણ કોઇ અદ્ભુત પ્રૉફેસર, અર્થશાસ્ત્ર, ફિલસફી, મનોવ્યાપારશાસ્ત્ર વગેરે શાસ્ત્રના હશે? એ મહાનુભાવનો પરિચય તો કરવો પડે

સ્ટીમરની મુસાફરીના તો ઘણા નિયમ મને, પણ આ વખતે તો શીઘ્રકાર્યની જરૂર છે એમ લાગ્યુ, કારણુ બીજે જ દિવસે મુબઇ પહોચના બધુ ભૂલી જવાય આમ વિચાર કરતો હતો, ત્યા તો પ્રૉફેસરે વળી એક નવુ

પરાક્રમ આરંભ્યું. પ્લેનમાં વાંચવા માટે વહેંચાતાં પત્રોમાંથી એક શોધી લઇ તેના અધ્યયનમાં મશગુલ બનતાં તેમણે દ્રાક્ષનું પડીકું પણ ઉઘાડયું અને તેમાંથી એક પછી એક ચપોચપ મોઢામાં સેરવતાં, વાંચનરસ સાથે મધુર દ્રાક્ષરસના આસ્વાદ પણ તેઓ માણવા લાગ્યા. પછી સારાસાર-ગ્રહણ શક્તિનો તાદૃશ પુરાવો આપતા હોય તેમ એ મહાશયે, 'થૂ' 'થૂ' કરતાં દ્રાક્ષના ઠળિયાઓનો નીચે પગ આગળ અને બાજુમાં મારો એવો છટ-કાવ પણ છૂટથી કરવા માંડ્યો. "નેસ્ટી ફેલો !" મારી તરફ મો ફેરવી આગળ બેઠેલાં બાઇ બોલ્યાં "પ્લિઝ ! વી'લ સ્ટોપ હિમ !" મેં કહ્યું. ત્યા તો એ બાઇએ જ પ્લેનને પાછળે છેડે ઊભેલા સ્ટુઅર્ડને આંગળીથી ઇશારત કરી એટલે તુરત જ તેણે આગળ આવી, "પ્લીઝ નો ન્યુસન્સ હીઅર !" કહી હળવેથી રહીસહી દ્રાક્ષનુ પડીકું ઊંચકી લીધું અને ચાલતી પકડી. ઉઘાડે મોએ અને ફાટી આંખે વિસ્મય થઇ પ્રોફેસર એને જોઇ રહ્યા. સૌને ફરીથી હસવુ આવ્યુ.

## એરોપ્લેનના અઠંગ અભ્યાસી !

કાઇક વાચવામાં, વીચેની આખે કાઇક દિવા-સ્વપ્નો જોવામાં, વળી બાજુની કાચની બારીઓમાથી વાદળ ગુચ્છોમાથી ક્વચિત ક્વચિત ડોકાઆં કરતી ભૂમધ્ય સમુદ્રની રેખાઓ ઉપર નજર કરતા, સાજ અને રાત પડવા આવી. પ્લેનમા જ ચા, નાસ્તો અને જમણ પણ થઇ ગયુ અને રાત્રિના નવેકને સુમારે, ઇજીપ્તના કાઇરોના હવાઇ મથકે વિમાન ઉનીવા પછી ફરીથી ધરતીને ખોળે ઊતર્યું.

પ્લેન ઉપર મૂકેલી સીડી વાટે ઊતરીને મે વિમાનઘરમાના રસ્તા ઉપર ચાલવા માડયું. પાછળ પેલા માની લીધેલા 'પ્રોફેસર' કાઇક ઉતાવળી ગતિએ આવતા હતા, કશી ઓળખાણ કર્યા કે આપ્યા સિવાય તેમને મેં અચાનક જ ઝડપ્યાઃ "વ્હેર ઇઝ ધ હરી ? વ્હેર આર યુ રશિંગ ?" "ઓહ !" જરા અચકાઈ ધીરા પડતા તે બોલ્યા, "આઈ-આઈ, વોન્ટ સમથીંગ, કમ.' તેમની સાથે મે પણ ઉતાવળે કૂચ કરતા કહ્યું, "વ્હોટ ડુ યુ વોન્ટ મી, ટુસી." કોઇ મહાન આદર્શસિદ્ધિ માટે આતુરહૃદયથી કહેતા હોય તેમ એમણે જવાબ આપ્યો, "યુ નો, ઈન એરોપ્લેન ધિ રાઈટ ધ લેટર 'એર' ઈન ડુ ડિફરન્ટ વેઝ, આઈ વુડ લાઈક ટુ સી હાઉ ધે ફ્લેય

રિટર્ન ઇટ હીઅર." હું ગૂંચવાયો, "આઇ સી,' મેં કહ્યું, "બટ વ્હેર ડુ યુ એક્સપેક્ટ ટુ સી ધ લેટર 'એફ'?" "વ્હાય ?" આશ્ચર્ય પામતા તેઓએ કહ્યું, "ધિસ પ્લેસ મસ્ટ બી નોન એઝ 'ફારુક એરોડ્રામ' આફ્ટર ધ કિંગ ફારુક ઑફ ઇજીપ્ટ, એન્ડ ધેરમ સ્ટ બી એ સાઇનબોર્ડ." આ વિચિત્ર દલીલથી, નિરર્થક પરિશ્રમની મને શંકા થઈ અને મેં કહ્યું, "નોવ્હેર ડુ યુ ફાઇન્ડ સચ એ સાઇનબોર્ડ ઍટ એરોડ્રોમ, ઇવન ઇફ ઇટ બી ધ ફારુક એરોડ્રોમ ! વી આર નિયરલી ગ્રોપિંગ ઇન ધ ડાર્ક એન્ડ ઇફ વી ડોન્ટ હરી બેક ઇમિડિએટલી, ધ પ્લેન વિલ નોટ વેઇટ ફૉર અસ.' એકાએક કાંઈક સમજણ આવતી હોય તેમ તેઓ ખચકાઈને ઊભા રહ્યા અને પછી જરા પણ ક્ષોભ કે સંકોચ પામ્યા વગર તેઓએ કહ્યું, "યુ આર રાઇટ ! યુ આર રાઇટ. પરહેપ્સ ધેર ઇઝ નો સાઇનબોર્ડ આફ્ટર ઑલ. લેટ અસ ગેટ બૅક !' અને આવ્યા હતા તેથી બેવડી ગતિએ પ્લેન ઊડી જવાની બીકે એ મહાશય પાછા પ્લેન તરફ દોડવા લાગ્યા. મેં તેમનો હાથ પકડી રોક્યા, 'નો નીડ ટુ રન. ધે આર સ્ટિલ ફીડિંગ ધ પ્લેન બટ ટેલ મી હાઉ આર યુ ઇન્ટરેસ્ટેડ ઇન ધી એરેબિક લેન્ગવેજ" ક્ષણભર સ્થિર થઈ મારી સામું બરાબર જોઈ તેમણે કહ્યું, 'ઓ, આઇ એમ ડૉક્ટર ૨ . વેન નોન ફૉર માઇ લેંગ્વેજ સ્ટડિઝ" એકદમ સ્મરણ થઈ આવતાં, તેમનો હાથ પકડી મેં આનંદપૂર્વક કહ્યું, "ઇન્ડીડ ! વ્હૉટ એ પ્લેઝન્ટ સર્પ્રાઇઝ, આઇ કૅન વેરી વેલ અન્ડરસ્ટૅન્ડ યુ નાઉ !' થોડું બાફતા મેં આમ કહી, મારી ઓળખાણ આપી, અને સંસ્કૃત શબ્દોના વિનાકારણ લાંબા સમાસોથી વિનાયની પારિભાષિક શબ્દોના ક્લિષ્ટ ભાષાંતર કરનાર જાણીતી પ્રતિ વ્યક્તિ, આમ થોડા કલાકના અનેકરંગી પરિચયથી બરાબર ઓળખાવાના રસ અને રમૂજની યાદગાર લહાણ મેં લીધી.

### "ગુડ ઑલ્ડ બૉમ્બે"

કાઇરો પરથી મધરાત પહેલાં જ, 'ખિન્નેમે' ગર્જના કરી ફરીથી આકાશ માર્ગ ગ્રહણ કર્યો. ત્યારે પશ્ચિમે, હળવેથી, સૌમ્યતા, ચન્દ્રમા, પાછળથી, દિશાઓને, આછી આછી અજવાળતો હતો. પ્લેનમાં બત્તીઓનો પ્રકાશ પણ ઝાંખો થતો લોકો ખુરશીઓ લંબાવી અને હોસ્ટેસે માથા નીચે સુંવાળું ઓશીકું મૂકી, પગ ઉપર ગરમ રગ બીછાવી, રાત્રિ પૂરતી 'ગુડ નાઇટ' કરી વિદાય લીધી.

સુષુપ્તિ અને જાગૃતિ વચ્ચેના રમણીય પ્રદેશમા, યુરપઅમેરિકાના અનેક દશ્યો, પ્લેનના બહારના ચાર વિશાળ પખાઓના ઘેરા ગુંજનની પાર્શ્વભૂમિને તાલે સ્મરણપટે, એક પછી એક સરવા લાગ્યા રાત્રિના કલાકો ઝડપભેર પસાર થઈ ગયા અને વહેલી સવારે બારીની બહાર જોતા, પદર હજાર ફીટ નીચે, ઈરાનની પહાડી ભૂમિ ઉપર માઇલો ને માઇલો સુધી લબાયેલી તેલની 'પાઈપ લાઇન' નજરે પડતી હતી. સવારના નાસ્તા અને કોફી પછી, જહાજના ચાલક શ્રી – સોની મુલાકાતે થોડો થોડો વખત આવી ગયા. મે તેમને કહ્યુ કે તમ સરખા ભારતીય જવાનો પણ હવે યુરપ–અમેરિકાના બાહોશ પાઇલટોની– ચાલકોની સહેજે બરાબરી કરી શકો છો એ જોઈ અમને ગર્વ થાય છે. તેમના વતન, અભ્યાસ, કોલેજ-પ્રોફેસરોએ સર્વ વિષે કાઈક અગત સવાલો પણ પૂછ્યા, તેના ખુશદિલે તેમણે જવાબો આપ્યા અને કોઈ વાર અમદાવાદમા અમારી સસ્થાની મુલાકાતે આવવા તેમને મે નિમત્રણ આપ્યુ

મુબઈ આવવાને હવે માત્ર થોડા કલાકોની વાર હતી બપોરના બે કે ત્રણ વાગતા પહોચી જવાશે એમ ખબર મળી હતી સૌ કોઈ મુસાફરીના અતની રાહ આતુર ચિત્તે જોતા હતા. ત્રણ–સાડાત્રણ થયા તો યે મુબઇ એટલે માનાકુળતુ મથક, પ્લેન નીચુ ઊડતુ હોવા છતા, હજી જોવામા આવતુ ન હતુ. ઓક્ટોબરની વીસમી તારીખ અને દશેરાનો દિવસ એટલે ચોમાસુ તો ક્યારનુ ય ઊતરી ગયુ હતુ, છતા ધુમ્મસ જેવા વાતાવરણમા જહાજ વિમાનઘરની શોધમા ઘૂમરીઓ લેતુ હોય તેમ જણાતુ હતુ ચાલકને કુશળ કામગીરી માટે અભિનદન તો આપ્યા હતા, પણ તેની કાઈ ભૂલ તો નહિ થઈ ગઈ હોય? આમ થોડો વખત મન વિમાસણમા રહ્યુ. આખરે ધુમ્મસગઢ ભેદી વિમાન વધુ નીચે આવ્યુ અને તરત જ વિમાનઘરનો વિશાળ ઉતરાણ–માર્ગ, વિમાનમથક ઉપરના દૂરથી દેખાતા ઝીણાઝીણા મનુષ્યોનો સમુદાય અને બહાર વાહનોની હાર, એ સર્વ નજરે પડ્યુ "ગુડ ઓલ્ડ બોમ્બે!"—એત્રણ જણાએ હર્ષનાદ કર્યો અને વિમાને ઠસ્સાભેર માથુ ઝુકાવી મુબઈનગરીને અભિવદન કર્યાં.

*When one remains*
*modest, not after*
*praise but after blame,*
*then is he really so* J. P. Richter.

પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# સાહિત્યપરિચય ને સંસ્કારિતા

સત્યશોધનની વૃત્તિ, સત્યનિષ્ઠા, સંયમનપ્રાપ્તિ, વિવેકપુર:સર આચરણ અને જગતના ને જીવનના પદાર્થો વિશે સારાસારનો, સુંદર અસુંદરનો, અધમનો, નાનામોટાનો નિર્ણય કરવાની શક્તિ એ સૌનો આપણે સંસ્કારિતાના ખ્યાલમાં સંગ્રહ કરીએ છીએ. એટલે સંસ્કારિતાનું નિદાન જગત અને જીવન વિશેની, મનુષ્યની ભાવનાઓની, કલ્પનાઓની, અભિપ્રાયોની, સિદ્ધિઓની, અસિદ્ધિઓની, તેના ઇતિહાસની, એ સૌના વૈચિત્ર્યની સમજણમાં રહેલું છે. આવી સમજણ વધારવાનું એક અને અદ્વિતીય સાધન સાહિત્ય છે. આને લીધે સાહિત્યપરિચય એ સંસ્કારિતાનું અંગ ગણાય છે.

આ સમજણ વિશિષ્ટ કોટિની છે, કેમ કે એમાં બે તત્ત્વો સાથે આવે છે. એક સાથે બીજું જોડાયેલું હોય છે. એક બીજાને પોષતું હોય છે. સાહિત્યપરિચય દ્વારા પ્રાપ્ત થતી સમજણ આનંદમાં ઘૂંટાયેલી હોય છે. તેથી તેનો સંસ્કાર દીર્ઘજીવી હોય છે, એટલું જ નહિ, એ આનંદપ્રાપ્તિના લોભથી આપણે ફરીફરી એ કાલ્પનિક અનુભવ તરફ વળીએ છીએ. ઉપરાંત, પૂર્વોક્ત કાલ્પનિક અનુભવને મળતા વાસ્તવિક જીવનના અનુભવોમાંથી એવો સૂક્ષ્મ આનંદ પામવાની આપણી વૃત્તિ પ્રબળ બને છે. એ રીતે આપણે આપણા સમગ્ર સત્ત્વને અંદરથી ઘડીએ છીએ, વિકસાવીએ છીએ. આ આનંદ અસાધારણ છે, અલૌકિક છે, કેમ કે એ તટસ્થભાવે મેળવેલો રસનો, સૌન્દર્યપરિચયનો આનંદ છે. એ આનંદ સાહિત્યકારે જે નિરૂપવાનું છે તેના કલ્પના દ્વારા થતા સાક્ષાત્કારમાંથી નીપજે છે. બીજું જ્ઞાન માહિતીરૂપ છે. આ જ્ઞાન સાક્ષાત્કારરૂપ છે. બીજું જ્ઞાન, ઘણી વખત જીવનરસ્તે મળી આવેલી, પરસ્પર સંબંધ વિનાની, પ્રવાહમાં મળેલા કાષ્ઠ જેવી ચીજ જેવું હોય છે. આ જ્ઞાન નિરપેક્ષ અને સ્વયંપૂર્ણ હોય છે તેથી તે અસાધારણ પરિતોષ આપે છે. આ જ્ઞાન સાક્ષાત્કારરૂપ હોય છે તેથી આપણી મતિની સર્વ શક્તિઓને આત્મામાં રોકે છે. પરિણામે એક નમ્ર, પરિપૂર્ણ અનુભવની તૃપ્તિ થાય છે. કલ્પના દ્વારા થતા અનુભવની આ પરિપૂર્ણતા ક્ષણમાં એક પ્રકારના

સ્નાનથી પ્રાપ્ત થતી શુદ્ધિ, સમતા, સવાદિતા, પ્રફુલ્લતા, નિરામયતા[૧] લાવે છે. સચિત્‌-ની એ વિશ્રાન્તિ છે. આવી વિશ્રાન્તિ એ ચિત્તની ઉત્તમ સ્થિતિ છે. ક્ષણુક્ષણુની તરલતામાંથી, વ્યગ્રતામાંથી એ આત્માને બચાવે છે. આવી વિશ્રાન્તિના અનુભવથી જીવનસંગ્રામ ટળતો નથી, પણ તેને માટે દૃષ્ટિ અને બળ મળે છે. કેટલીક અવશ્યભાવિ વસ્તુઓ વિષે ઉચિત ઉપેક્ષા કે નિર્વેદ પ્રગટે છે. ચિત્તને કેળવવાની આવી ક્ષમતા સાહિત્યમાં છે તેટલી બીજે ક્યાંય નથી. દીકરીને વળાવતો પિતા કણ્વને સંભારી પોતાની લાગણી માટે વાચા મેળવે છે, પોતાની લાગણીને શુદ્ધ કરે છે, અને જીવનકલહ માટે ધૈર્ય કેળવે છે. અકારણુ દુઃખમાં તપતી પુત્રવધૂ દમયંતી અને સીતાની વાણીમાં પોતાના હૃદયને હળવે છે, અને વ્યક્તિના દુઃખને નારીના સનાતન દુઃખમાં ભૂવે છે. પ્રીતિભાજનના વિપ્રયોગમાં વ્યક્તિ ગીતાના લોકોત્તર બોલ-तत्र का परिदेवना - દ્વારા સમષ્ટિમાં ભળી જાય છે. સત્યની સાધના કેવો અણુમૂલ પુરુષાર્થ છે, એ સાધના કેટલી વિકટ અને માનવ એની આગળ કેવો વામણો છે એ સમજવા ગાંધીજીની તીન પ્રતિજ્ઞા કરતાં કઈ ચઢિયાતી વસ્તુ મળવાની હતી? "ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ પણ સત્યનો જય થાઓ; અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો!" અને છતાં કાચા, ડગમગતા, પડતાઆખડતા પુરુષાર્થી જીવને ઉત્સાહિત કરે એવી સાહિત્યે જ ધરપત આપી છે.

"બાપુ કલ્યાણમાર્ગે કો દુર્ગતિ પામતો નથી."

અહીં તો માત્ર માનમાં સમજવા જેટલો અલ્પ નિર્દેશ છે. વસ્તુતઃ સાહિત્યનો તો "આનન્દસિન્ધુ આમન્ત્રે મોતીઓ વરસાવતો." એ સિન્ધુ છે, એ આનન્દમય છે અને એમાં જીવનવ્યવહાર સારુ મોતી ભર્યાં પાર્યાં છે. સાહિત્ય દ્વારા જીવનવૈચિત્ર્યની પાધરી સમજણ મળે છે—બાધા વિનાની, અવરોધ વિનાની, વ્યવધાન વિનાની. એમાં ઘણી વાર વસ્તુસ્થિતિનું ઉચ્ચીકરણ કરી આહ્લાદક ભાવનામય રૂપ આપવામાં આવે છે એ ખરુ, પણ એ સાચી સમજણને બાધારૂપ નથી, કેમ કે વસ્તુસ્થિતિમાં રહેલા સૂક્ષ્મ અને અપ્રગટ સત્યને જ તે નામરૂપ આપી જીવતું ને વ્યવહરતું કરે છે. ભાવનામય સર્જનનું અધિષ્ઠાન

---

૧. લેખકે અહીં (કદાચ, ઝટ સમજાય માટે) સ્થૂલતાની 'તંદુરસ્તી' લખેલ. એને બદલે, બાહ્યની શૈલીશોભા અક્ષત રાખવા પણ, 'નિરામય'=રુ૦, નિભાવાયે એવા આશયથી, લીધી છે અમે—વિ. (તંત્રી)

તો સત્ય જ હોય છે એવા ભાવનામય આલેખનના ઢાળામાં આપણી વાસનાઓ પડે છે અને આપણે અસંપ્રજ્ઞાતપણે ઘડાઈએ છીએ. આમ પેઢી દર પેઢી ચાલતા પ્રજા-પ્રજાની સંસ્કૃતિની પ્રણાલીઓ ઉદ્ભવે છે, અને આપણે કુમુદને સીતા સાથે તથા રુદ્રદત્તને વસિષ્ઠ સાથે સાંકળી શકીએ છીએ

હા, પ્રજાજીવનની ધરી કોઈ કારણસર અત્યંત બદલાઈ જાય, એમાં આમૂલ ફેરફારો થાય,—આજે જેમ કોઈ કોઈ દેશમાં થયા છે અને ભારતમાં પણ થવામાં હોય એમ લાગે છે—તો ભાવોના તેમ પ્રતિભાવોના વિશિષ્ટ સ્વરૂપો લુપ્ત કે અલ્પ થાય, અને સાહિત્યસંસ્પર્શમાં અનુભાવન અશક્ય કે આયાસસિદ્ધ બને. "વસ્તુઓ આથી વધારે કહે એ અનુચિત છે," એટલે કણ્વનો ખ્યાલ આજે ભારતમાં બરાબર સમજાય તેમ છે, બીજા દેશોમાં પૂરો ન સમજાય, અને અહીં આ દેશમાં પણ કોઈકને અકારણ વૈયક્તિક સંકોચની સ્થિતિ દર્શાવતો લાગશે. જીવનવ્યવહારમાં કન્યાને વળાવવાનો પ્રસંગ નામશેષ પણ નહિ રહે ત્યારે કણ્વ તેમ જ કણ્વના સમયથી આજ સુધીના સંસારી પિતાઓની પુત્રી વળાવતી વખતની લાગણીઓ પૂરી સમજવી કઠિન પડશે. એટલે અંશે રસનિષ્પત્તિ કે સૌન્દર્યબોધની પ્રક્રિયામાં આયાસ અને સાપેક્ષતા આવવાના, પણ આ પરિસ્થિતિને આપણા આ મનન પૂરતી અપવાદરૂપ ગણી શકીએ, અને સાધારણ સ્વરૂપમાં સાહિત્યપરિચય લાગણીઓને કેમ ઉત્તેજે છે, શુદ્ધ કરે છે, ઉન્નત કરે છે, દૃઢ કરે છે, તથા એક પ્રજાના સામાજિક સત્ત્વમાં તેને કેમ લક્ષણરૂપ બનાવે છે, એનું સૂચન અહીં મળી રહેશે

રથોદ્ધતા (પારાશર્ય)

क्षीरसारमपहृत्य शंकया

स्वीकृतं यदि पलायनं त्वया ।

मानसे मम घनान्धतामसे

नन्दनन्दन कथं न लीयसे ॥

[ભાવાર્થ: માખણ ચોરીને (પકડાઈ જવાની) શંકાથી તેં ભાગી જવું જે એમ તમે સ્વીકાર્યું હોય તો હે નંદનંદન! ગાઢ અંધકારથી સર્વાંગ-અજ્ઞાનમય મારા મનની કોતરમાં શા માટે છુપાઈ જતા નથી?]

# ત્રણ કાવ્યો

## એક મૃત્યુ

ઘડી બે ઘડીમાં આજે બદલાઇ ગઇ બધી,
હસ્તી ફરતી કાયા શબ થૈ બ્હાર નીકળી.

અમે બધા જોઇ રહ્યા અવાક થૈ,
અમે સુણી સર્વ રહ્યા વિમૂઢ થૈ–
'ગયા ગયા, ડૂબી ગયા, અરે-અરે–
અરે ઘડી બે પર તો ગયા, અને'....

એનો એ તટ છે શાંત, એનાં એ નીર સાગરે,
એની એ રોજની સાંજ, નિત્યની એ જ રમ્યતા

એ રંગપીઠે પણ ખેલ કો નવો
કેવો અરે આ ક્ષણમા બની જતો,
આ મિત્ર મીઠો હસતો કલોલતો,
કો ઝપમાં લોપ થતો સહાયનો.

આંખોને ચોળતા ઊભા આશ્ચર્યે અશ્રુએ ભરી,
અરે, આ જિન્દગી, તું ને આટલી કયમ-રે કરી !

'મને ગ્રહો આમ, સહાક તારો
આવે ધસી: હાય અટ્ટમાંથી,

પસારતો હાથ યથા તું પૂર્વે
પ્રગાઢ દેતો નિજ સ્નિગ્ધ મર્દન.

હસતું હસતુ તારું મુખ ત્યાં હરશે, અરે,
ઘડી બે પર જે જોયું હસન, બસ તાદૃશ.

અરે અરે, આ સ્મિત તે હવે નથી–
વદી શકે કોણુ? મનુષ્ય ચક્ષુને
શું દૃશ્યની છે ગમ ને અદૃશ્યની?
શું ગ્રાહ્ય –અગ્રાહ્ય પદાર્થ કેરી?

કોયડો ખોલવા જાણે અકળ્યો આદિ કાળનો,
સધ આ આ સહુનો મૂકી સહસા આમ ઊપડ્યો?

✽

જાણ્યું ન'તું આ અમ સૃષ્ટિના પટે
પદે પદે જીવન જ્યાં સ્ફુરી રહે,
ત્યહીં સદાયે પ્રતિ એ પદે પદે
મૃત્યુ તણી યે ગતિ કેરી સંગતિ.

ને જાણ્યું અમ આ પ્હોળા વિશ્રમસ્થળમાં અહીં
રહ્યા છે યમરાજાં ચે આપણા એક સખ્ય ત્યાં.

'અને ચહો મેહફિલ જામતી મહા,
અધાય જ્યાં દો નિજ ગાઢ સંમતે

મચેલ હો પૂર્ણ પ્રહર્ષ ઝોલે,
ત્યાં અન્ય કો ઝોક ન જાણ્યું આવશે.

સહસા હળવો સ્કંધે કરનો સ્પર્શ ઊતરે,
'ઘડી તો ક્યાંઇ આવી છે!' કોકનો શબ્દ ત્યાં સ્ફુરે.

અને અમારા પ્રતિ ફેરવી મુખ,
'આવું ઘડીમાં', પછી પૂઠ ફેરવી.
એ પૂંઠ તે એમ રહી જ – ના ફરી,
ખરી કરી, ભાઇ, ખરે, ખરી કરી.

અમ આ મેહફિલે પાછા યમ તો આવશે ફરી,
પણ શું તમને પાછા લાવશે યાદ એ કરી?

❀

એ ધર્મરાજા સહુ ધર્મ જાણતા,
ન સત્ય કેરો ક્રમભંગ એ કરે,
આ વિશ્વની સર્જનશ્રેણી મધ્ય તે
એકેકથી હા અધિકી કૃતિ ધરે.

ગેબના માર્ગની કિંતુ ગતિમાં મતિ આ અમ
ન પ્હોંચે – પ્રાર્થીએ માત્રઃ ગતિ હો તવ ઉત્તમ!

ને પ્રાર્થીએ એ યમ દેવરાજને–
વિધા તમારી અમૃતત્વની, પ્રભો,

આ મર્ત્યલોકને અધિકી હિયો અને
એ ભવના ગહ્વર ગમ્ય હું કરો.



નમસ્તે ચૈત્ય-રાશિ હે નમસ્તે સ્મિત શાશ્વત,
નમસ્તે સ્નેહ-સિન્ધો હે. ચક્ષુ હે કરુણામય!

સુન્દરમ્

## સંબોધન

કહીશ ન મને હવે અધિક ગાન ગાવા સખિ!
ભલે શરદરાત્રિ ને નિકટમાં સિતારી પડી
બધી જ અનુકૂળતા, તદપિ આજ વૃત્તિ નથી,
અને પ્રથમનો હવે ઉમળકો નથી તે નથી.
હવે વધુ અગત્યની ફરજ જો અદા ના કરું
જશે હૃદયમાં રહી વિષમ શૈલ્ય એથી ડરું.
નિતાંત ઉરશુદ્ધિના અવિરત પ્રયત્નો વિષે
મને સમય-શબ્દ-સૂર-તાણું ભાન ના કે રહ્યું
હવે શરદ-રાત્રિની મધુરતા નથી સ્પર્શતી
સુનિશ્ચિત ન જો પ્રસન્ન શુચિ ચિત્તવૃત્તિ થતી.
ન કાવ્યકરણે જ સિદ્ધિ, પણ એ કલામાત્રના,
નિધાન સમ શુદ્ધ સત્વમય ચિત્તસંપ્રાપ્તિમાં.

સખિ! જીવનસિદ્ધિને સમય શબ્દ જો સ્ફુરશે,
તને પ્રિય નિરામયી કવનમાધુરી લાધશે.

પારાશર્ય

# ચિત્તશુદ્ધિ

ઉકરડા મહીં ભૃંગ ભમ્યા કરે;
નિરખી અન્ય સુભૃંગઉરે થયું,
અહ દશા શી ય બાંધવની અહીં,
મલિન વસ્તુ મહીં રવડ્યા કરે!
જવ ધર્યું તન, કેવળ સ્વાર્થમાં
રત થવું નવ લાજિમ છે મને;
મુજ વિપંથ થયેલ હું ભાંડુને
જરૂર સ્વાદ ખતાવું સુપંથનોઃ
જઇ કને કહ્યું, ભાંઇ, ન શોભતું
કુસુમ કોમળ ગંધ સુપ્રાશીને
ઉકરડામહીં ઘૂસવું. ચાલ હું
લઇ જઉં મૃદુ સૌરભ-સંનિધે.

ચલ કહી સહ ભૃંગ સકૌતુક
અવર ભૃંગની પાછળ સંચર્યોઃ
ત્યહીં પ્રસૂન સુગંધી બતાવ્યું, ત્યાં
વિરમિયો, પણ એક ક્ષણે ઊડ્યો.
કહ્યુ, બિરાદર, વાત વડી કરે
પણ અહીં કશું નવ્ય નથી, નથી;
ઉકરડા તણી ગંધ અહીં ય છે,
સુમન ને મળમાં નવ ભેદ• કૈં.

લવ વિચાર કરી કહ્યું સુહૃદે,
ચલ ખતાવું તને અદકી પ્રભા;

કહી ગયો લઈ નીરફુવાર જ્યાં
સિકર શીતળ રમ્ય ઉડાડતો.
જઈ સમીપ ધકેલી દીધો જળે
અતીવ ક્રુદ્ધ થયો જવ ભૃંગ તે
તવ મીઠાશ થકા કહ્યું, ભૂલ થૈ,
સુહૃદ હું તવ, દેવી ક્ષમા ઘટે.

લઈ ગયો પછી પુષ્પ કને અને
કહ્યું, હવે સુરભિ સ્પરશે તને?
ઉકરડે વસનાર વદી ઊઠ્યો,
અહહ શી ય મીઠાશ અહીં બધે!

ન્હતું આશ્ચર્ય કૈં મોટું, ચોંટ્યો મળ હતો તને
તે જ લેવા ન્હતો દેતો સુગંધી મીઠી ભૃંગનેઃ
કરી સ્નાન થયો શુદ્ધ માણી ત્યારે જ તે શક્યો;
પછી તો મળના ઢેરે કદી તે ભૃંગ ના ઢૂંક્યો.

તેવું છે શાસ્ત્રનું ભાઈ, ચિત્ત જો હોય શુદ્ધ તો
અનોખાં પુષ્પ છે તેનાં, સુગંધી ય અનોખી જ.

સરોદ

૨ ૨. ગૌતમ (સ્વા. પ્રસુવતીર્થ)

# આપણા જવાહર

## એમના વ્યક્તિત્વની ઝલક પ્રકાશતા પ્રસંગો

[ બ્રહ્મદેશ-પ્રવાસનું અનુસન્ધાન અ. ૭૮થી ]

## સોમવાર તા. ૧૦મી

રાતના વાળુ કરીને આરામ લીધો. ગ્યારે ભાઈ અબ્દુલ કરીમ વહેવારીયા અને તેમના મિત્રોની ચાપાણીની દાવત હતી વહેવારીયા મારા મિત્ર હતા' એટલે રમૂજથી તેમણે જવાહરને કહ્યું "ઈસ શખ્સસે, પંડિતજી, બચકે ચલિયેગા, આપ બડે ઉસ્તાદ હૈ-મૈ ચેતાવની દેતા હુ !" મને પળભર નખશીખ પ્રેમભરી આંખે નિહાળીને એમણે સસ્મિત ઉત્તર આપ્યો, "આપ ચિન્તા ન કરે—મૈ ઉનકે લિયે ઠોસ કાફી હૂ !" એની ના કેમ પડાય

આ કામ પત્યા પછી રાજગઢી (જે હવે લશ્કરી છાવણી અને જેલ છે) અને માથે હિન્દ જોયા રાજગઢીના સાગના થાંભના જોયા. ઉ ચ્યોચ્ચાએ કહ્યું, 'આ સાગના થાંભલા રાજા થીબોના રાજ્યની જડ ઊખેડવામા કારણભૂત હતા.'

"એ કેવી રીતે ?"

"બોમ્બે બર્મા કોર્પોરેશનને રાજાએ જંગલના લાકડાંનો ઇજારો આપેલો હતો પરંતુ તેમા એક શરત હતી અમુક માપથી વધારે જાડાઈના થડ 'શાહી લાકડા'મા ગણાતા, અને તેવા માપના થડને કંપનીએ હાથ લગાડવો નહિ, એવી એ શરત હતી. એ થડમાથી રાજાની ઇમારતો બનતી. જ્યારે કંપનીને ટંટો કરવાનુ મન થયુ ત્યારે તેણે એ શાહી થડીયા કાપ્યા. રાજાએ વાંધો લીધો, ને કંપનીનો દંડ કર્યો. બસ આટલુ જ બહાનુ ! કંપનીએ નાફરમાની કરી, ને રાજા ખીજાયો. અંગ્રેજ સરકારે પોતાની જાતવાળાની મદદમા હથિયાર ઉગામ્યુ. ને એ બહાને બર્મા પણ હિંદની સાથે ગુલામગીરીમા ઝડપાઇ ગયો."

અહી પણ રમૂજી પ્રસંગ બન્યો જવાહરની રમૂજવૃત્તિ અદમ્ય હતી. રશીદભાઇએ કહ્યું, "પંડિતજી, અહીં લાકડાનુ એક ટાવર છે. એમ કહેવાય છે કે દુનિયામા બીજા નંબરના કદનુ એ લાકડાનુ ટાવર છે !"

તરત જવાહરે ટકોર કરી. 'હું જોતો આવ્યો છું, બર્મામાં બધું દુનિયામાં બીજા નંબરનું છે. તમારો ઘંટ તો કે' જગતમાં બીજે નંબર; સુરતી બાગ બજાર, તો કે' એશીયા ખંડમાં બીજે નંબર; અને આ નાનકડું ટાવર, તો તે પણ દુનિયામાં બીજા નંબરના કદનું લાકડાનું ટાવર ! કેટલાં વિશેષણો ! બર્મામાં કદીકોઇ પણ ચીજ ફર્સ્ટ રેટ(પ્રથમ પંક્તિ)ની ચગે જ નહિ કે શું ?'

મેં પ્રત્યુત્તર આપ્યો; "અમે બર્મામાં બધી બાબતોમાં બીજા નંબરનો જ દાવો કરીએ છીએ. એનું એક કારણ એ કે પહેલા નંબરની ચીજ કઈ ને ક્યાં છે, તે અમને ખબર નથી હોતી. પણ એટલું જાણીએ છીએ, કે તેવો દાવો કરવા જતાં ખાણું ખાવું પડે અને બીજા નંબરના દાવામાં ભાગ્યે જ કોઈ પણ સ્વમાનશીલ દેશ હરીફાઇ કરે, એ માનવસ્વભાવની બારાખડી જેવી વાત છે. ગર્વ કરવાનો બર્મા પાસે કશો વિષય નથી, ને ગર્વ કરવો જોઇએ એ ચોક્કસ છે. તેથી બર્મા સેકન્ડ રેટનો બિનહરીફ ગર્વ કરીને સંતોષ માને છે !"

" વેલ, આઇ વિશ ઑલ વેલ ટુ ધિસ કંટ્રી ઑફ સેકન્ડ બેસ્ટ !"

## મેમ્યોની સહેલ

લોકમાન્ય ટીળક, લાલા લજપતરાય, શ્રી બોઝ બાબુ અને બીજા ભારતીય વીરોનાં કારાગાર બનેલાં મકાનોનાં પણ કિલ્લામાં જવાહરલાલને દર્શન થયા. માંડલેની ટેકરીનાં પણ તળેટીમાંથી જ દર્શન કરીને અમે પાછા વળ્યા. જમી પરવારીને એકાદ વાગ્યે મેમ્યો તરફ મોટરોનું સરઘસ ઉપડ્યું. ત્યાં મ્યુનિસિપાલીટી તેમ જ શહેર સમિતિનાં માનપત્ર સ્વીકાર્યા.

બર્માના ગવર્નર સાહેબની સવારી ૩ાા વાગ્યે મેમ્યોથી નીકળવાની હતી, ને આપણા ગર્વનરની રવાનગીનો સમય પણ લગભગ એ જ હતો ! લાટ સાહેબે પણ જોઈ લીધું હશે, કે લોકોનો લાડકવાયો કોણ છે. રૈયતના કલેજાની કોર કોણ છે ! એમના મનમાં જાગેલી ભાવનાઓ ઓછી જ ગવર્નમેન્ટ ગેઝેટમાં પ્રગટ થવાની છે !

સાંજે પાંચ વાગ્યે માંડલે, ને ત્યાંથી સ્ટેશન ઉપર પહોંચ્યાં. ભાવભીની વિદાય લીધી. માતુશ્રી મણિબેનની આંખમાં આંસુ આવ્યાં તે તો બધો સમય હર્ષપુલકિત હતાં. "જવાહર એટલે જાણે મારો રામ. કેવો તેજસ્વી છે ! બાપુનો ચેલો. ગુરુનું નામ રાખશે. હજી જરા પાકટ થવા દો, પછી જુઓ કે આખી દુનિયા જીતી લેશે." આવા એમના ઊભળકા હતા.

થાઝીમાં આડેક વાગ્યે પ્લેટફોર્મ ઉપર માનપત્ર એનાયત થયું. એક બુઝર્ગ મુસલમાન ભાઇએ ઘણા ભાવથી એ વાંચ્યું. જવાહરલાલે યોગ્ય ઉત્તર વાળ્યો. બધે એક સ્લાહ મુખ્ય હતી. "ભારતનાં સંતાનો દુનિયામાં બધે પ્રસરે, ને આબાદ થાય, એ સુંદર વાત છે પણ તમારે યાદ રાખવું કે ભારતના પુત્રો, અમીર યા ગરીબ, પરદેશ જાય છે, તે દરેક ભારતની ઇજ્જતનો રખેવાળ છે. તેમાં પ્રાંત કે ધર્મનો સવાલ નથી. આપણે બધા ભારતના પુત્રો છીએ, ને ધરતીના ગમે તે ભાગમાં રહીશું તો પણ એ જ માતાના સંતાન રહેવાનાં છીએ."

મેમેધીનમાં એક કરુણ પ્રસંગ બન્યો. એક ડોશી આવી, "બાબા, મેરા બેટેકો પોલીસ પકડ ગયા."

એક ભાઇએ ખુલાસો કર્યો કે એના દીકરાને બર્માના ક્રિમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટની રૂએ પકડીને નજરકેદ કરેલો છે.

"બાબા, મેરા બેટાકો છુડવા દિજીયે !"

જવાહર શું જવાબ આપે. ઘડીભર આંખોમાં અતિશય દર્દ દેખાયું. 'મા, મૈં ક્યા કરું ? અગર મેરે હાથમેં સત્તા હોતી, તો મૈં ફૌરન તુમારે બેટેકો છોડ દેતા. જૈસા તુમારા બેટા હૈ વૈસે હજારો માતાઓકે બેટે ભારતમેં ગિરફતાર હુવે પડે હૈ. ક્યા કીયા જાય ?'

ક્ષણભર ટોળામાં ચુપકીદી ફેલાઈ.

મંગળવાર તા૦ ૧૧

૭-૪૦ રંગુન પહોંચ્યા. રંગુનમા પગ ધર્યો, ને દોડધામ થઈ પડી. બહાર નીકળતાં આઠ વાગી ગયા. ને નવ વાગ્યે સેપ્લાન તરફ મોટરમા નીકળવુ હતું તે પહેલા સ્નાનાદિક બધુ પરવારી લેવું જોઇએ નવને ટકોરે ભાઈ સાહેબ ગમે તેમ કરીને જાકીટ, ટોપી સજાવીને નીચે ઊતરી પડ્યા, "કયાં, ગૌતમજી, નીકલનેકા ટાઈમ હો ગયા ન ? અબ્બી ચલીયે"

નહિ હો સકતા

એક જણે કહ્યું "પંડિતજી, .. . બહિન સગ આના ચાહતી હય. ઉનકે લીયે દો મિનિટ ઠહરીયેગા."

બે મિનિટ થઈ ગઈ. જવાહર પગથીએ ઊભા. " ..... કહાં હૈ ?"
'અબ તક નહિ આઈ. દો ઢાઇ મિનિટ ઔર . ..."

અધીરતાથી જવાહરે પગ પછાડ્યો. "યહ ક્યા બાત હય ! શી મે બી

માય બેસ્ટ બીનવેડ ક્રીન, ગટ આઇ રીક્વૂઝ ટુ વેસ્ટ ટુ મીનીટસ એન્ડ એ હાફ ફેર હર [ એ બને મારી પરમ પ્રિય બહેન હોય, પણ તેને ખાતર અઢી મિનિટ નકામી ખરચી નાખવાની હું ના પાડું છું ] ઠીક ટાઇમમર હાઝર રહેના ચાહીએ થા, અગર મેરી સગ આના ચાહતી .. " ઝટ ગાડીમાં ચઢીને હુકમ કર્યો. "ચલાવ "

માર્ગમા રેણુની મુસાફરની પુનરાવૃત્તિ થઇ. મોમીમા ફુલહાર, આવકાર, ને માનપાન મળ્યા સુદ્દ શણગાર ફૂલ વેણી મઝેની બાળી કુમારિકાઓએ તેમને વધાવ્યા. બ્રહ્મદેશમા જ્યા ગયા ત્યા બધે ફુલપરી જેવી શણગારેલી કુમારિકાઓને કોમળ હાથે તેમના અતિથિપૂજન થતા હતા. હારના ઢગના થયા, જે તેમણે હાસ્ય–પુલકિત વન્ને નાની છોકરીઓને અને ડોશીઓને પહેરાવી દીધા. ટાઇમ્મીમા પણ એ જ ઉમળકાભર્યો આવકાર ઓસ્ટ્રનમા "ફેબીયન સોસાઇટી" તરફથી માનપત્ર હતુ. આ મડળીની હકીકત જાણવા જેવી છે. ધારાસભાની ગઈ ચૂટણીમા અનેક પક્ષો ઊભા થયા હતા તેમાંનો એક "ફેબીયન સોસાયટી " હતો. તેમા અડધો ડઝન બહેનો બહુ સભ્ય હતા. તેઓ સમજતા હશે, કે વિલાયતના મહાન ફેબીયનોના અનુકરણ વડે પોતે કોઇ મોટુ પરાક્રમ બનાવી રહેલા છે પરતુ માનપત્રના ઉત્તરમા જવાહરે ઘડો ફોડી નાખ્યો.

તેમણે કહ્યું "આ ફેબીયન નામ વિલાયતમા એક વખતે હસ્તી ધરાવતી મડળી ઉપરથી તમે લીધેલુ છે તે જ્યોર્જ બર્નાર્ડ શૉ, એચ. જી વેલ્સ, સીડની વેબ અને એવા જગમશહુર લેખકોની બનેલી હતી. એ મડળીનુ નામ ક્યી રીતે પણ તે કદાચ તમે નહિ જાણતા હો

ફેબિયનનુ ' ધીમે ધમે '

"જૂના જમાનામા હેનીબાલ નામના મહાન સરદારે રોમ ઉપર ચઢાઇ કરી. એ અતિ બળવાન હતો. રોમનો ફેબીયસ નામે સેનાપતિ હતો. હેનીબાલ એટલો બધો બળવાન હતો, કે તેની સામે રહીને લડી શકાય તેમ નહોતુ. તેથી ફેબીયસે એવી યુક્તિ આદરી, કે કોઈ પણ ઉપાયે લડાઇથી વેગળા રહેવું. અનેક વરસો સુધી એણે હેનીબાલને થાપ આપ્યા કરી. લડવાનો પ્રસગ આવે, એટલે તેને ટાળી દે, ને ગોથા ખવરાવ્યા કરે રીતસર સામે મોઢે લડવાને બ તે નાસભાગ કરવાની રીતને એ સેનાપતિના નામથી હવે ઓળખવામા આવે છે. વિલાયતમા ફેબીયનોનુ ભાગેડુ સોશ્યાલીઝમ એ પ્રકારનું હતુ. તેની ઉપ

યોગિતા પચીસ વરસ થયાં ટળી ગઈ છે, ને ફેસીઝમને દુનિયાના કોઇ પણ પ્રગતિશીલ દેશમાં સ્થાન નથી. બર્મામાં એને અવકાશ છે કે નહિ, તે હું ન કહી શકું."

બિચારા ફેસીસ્ટોનું મોઢું કેવું પડી ગયું હશે ! ખેર. તેમને સામ્યવાદ વિષે જવાહરે કંઈક ખ્યાલ આપ્યો, ને આગળ ચાલ્યા. થીઝેનો આવકાર અનેરો હતો. ને થારાવાડી નજીક આવતાં તો ધજાપતાકા, રસ્તાની આડે બાંધેલાં સૂત્રો ઇ.ની હારદોર દેખાઇ. અનેક અધકચરાં, અર્ધ સમજાયાં સૂત્રો વાંચતાં જવાહરને રમૂજ આવતી હતી પરંતુ તેની પાછળ રહેલી ભાવનાની તે કદર કરતા હતા. થારાવાડીથી સરઘસ ચાલ્યું, તે છેક લેપડાન સુધી. લેપડાનની ભીડ, તે કંઈ ભીડ ! સભામંડપમાં જવાહર તો દાખલ થઈ શક્યા પણ અમને તેમની ગરમ પાણીની થરમોસ લઈને ત્યાં પહોંચતાં અડધા કલાક ઉપર વખત લાગ્યો. (જવાહરલાલને ભાષણ કરતે ગરમ પાણીનો ઘૂંટડો વખતોવખત લેવાની જરૂર પડે છે.) ઘામ એટલો સખત કે માણસને ફેર ચઢવા લાગે. એ ટાઉનમાં થારાવાડી પરિષદ હતી. મોટો ભાગ અહીં ખેડૂતોનો હતો. મ્યુનિસિપાલીટી, શહેરીઓ અને તખીં જુવાનો તરફથી માનપત્રો સાદર થયાં.

લેપડાનમાં જવાહરની બાદશાહી ખાતરબરદાસ્ત થઇ હતી, ખેડૂતોની મેદની જોઈને તથા તેમને બે વાત કહેવાની તક મળવાથી તે ઘણા રાજી થયા હતા.

ચાર વાગ્યે માંડ લેપડાનથી નીકળી શકાયું. માર્ગમાં વરસાદ નડ્યો. સાત વાગ્યે રંગુન પહોંચાયું. આઠે તઇ બ્યુના મેદાનમાં જાહેર સભા હતી; પણ વરસાદ કહે મારું કામ. રંગુનના વ્યવસ્થાપકોએ માની લીધું કે આવા ધોધમાર વરસાદમાં સભા થઇ શકે નહિ. તેમણે જવાહરલાલને તેવી મતલબની ખબર આપીને તઈ બ્યુ તરફ પણ લોકોને કહેવા માણસ મોકલ્યો. જરા ખિન્ન થઇને અમે પાટએ બેઠા ત્યાં જવાહર ઊતરી પડ્યા. "અરે વાહ, આપ તો ભોજન કરને બેઠ ગયે. મિટીંગ કા ક્યા ?"

"મીટિંગ તો બંધ રખ દી ગઇ હૈ ન ?"

"હાં, જરૂર લેકીન મેરી ઇચ્છા હૈ કિ સભા બંધ રખની હો તભીભ મેં ખુદ જા-કે લોગોંસે યહ ફેંસલા સુના દૂ."

તે તો ઊપડ્યા. તઇ બ્યુ જઈને જુવે છે, તો લોકોના ઠઠ ધામે ધામે વીખરાય છે. વરસાદ પડે છે, બત્તી ઠરી ગઈ છે. એકાએક જવાહર મંચ

ઉપર દેખાયા. વીખરાતા લોક જયકાર ગજાવતા દરવાજાને પાછા ભેગા થઈ ગયા. વરસાદી ઝભ્ભો ચડાવીને હાથમાંની ચમકાવતા જવાહર હસતા ઊભા હતા. વરસાદ ચાલુ હતો. માનપત્રો આપનારા લોક તે બધાં જવાહરે લઈ લીધાં; તેમના એક પ્રકારે મહત્વભરી ભોંયમાં દસ હજાર સ્ત્રીપુરુષ બેસી ગયાં ને શાંતિથી, હર્ષથી આ વીર્યવાન નરપુંગવનાં વચનામૃત એમણે ઝીલ્યાં.

પાછા ફિર આવીને કહે: "ક્યોં ભાઈ યહ તુમારી તાલીમ! ક્યા ઇતની ભારી સભા સીર્ફ અજ્ઞાન કે જરીયેસે બાંધ હો સકતી! મૈં જનતાકા માનસકા અભ્યાસી હૂં. આપ આજસે યાદ રખીયેગા, કિ આમ જનતામેં એસી ભાવની તર્કશક્તિકે જરીયેસે બાંધ નહિ કીયા જા સકતે!"

નિરાશાવાદીઓએ કાન પકડ્યા.

## બુધવાર તા. બારમી

તા. ૧૨મીએ રાજા જ્યોર્જની તાજપોશીનો દિવસ હતો. જવાહરલાલના માનમાં મોગલ સૃષ્ટિ કરેલા શણગારે તાજપોશીની સજાવટને ઝાંખી પાડી દીધી હતી. જવાહરલાલ ગુજરાત એસોસીએશનમાં પધાર્યા. એ હોલ હમેશાં મહાસભાની ખીદમતમાં હાજર હતો. એક ભાઈએ કહ્યું તેમ, ગુજરાત એસોસીએશનના હૉલને કોંગ્રેસ હાઉસનું બિરુદ આપી શકાય. એ સ્થાનને જોવા જવાહરલાલને બોલાવેલા હતા. આ પ્રસંગે ગુજરાતી કોમના ઘણાખરા 'અગુવા' ભેગા થયા હતા. આ અનુકૂળ સંજોગનો લાભ લઈને સેક્રેટરી ગૌતમે ફાળાની વાત મૂકી. ઉમંગથી તેને સભાએ ઉપાડી લીધી. કલાક એકમાં આઠેક હજાર નોંધાઈ ગયા અને ફાળા સમિતિ પણ નિમાઈ ગઈ.

મેં મંડળનો ટૂંક પરિચય આપીને બે મિનિટમાં પતાવવા ટકોર કરી. "મૈં મેરી મરજીસે જ્યાદા તકરીર નહિ કરુંગા, ક્યોં કિ પબ્લિકમેં લંબી તકરીરે પસંદ નહિ હૈ."

વીજળીના ચમકારા જેવો જવાબ તરત આવ્યો—"મિયાં કી ખુદ મેરી!" જવાહરની આ રમૂજે બધાંને હસાવ્યા.

માસ્તર વસંત પણ ત્યાં હતા. તેમણે 'મેરા જાન ન રહે, મેરા માન ન રહે' વાળી ચીજ ગાઈ સંભળાવી હતી. એમને હારમોનિયમ વગર ચાલે નહિ, અને જવાહરને એ હોય તે ફાવે નહિ! તેથી એ વાજા સાથે વધારે સંગીત સાંભળવાની એમણે અનિચ્છા બતાવી.

ઘેર મુલાકાત કરવાને એટલા બધા માણસો અને ડેપ્યુટેશનો (શિષ્ટમંડળો) આવ્યાં હતા, કે બોંબનળીએ ભીડ થઈ હતી. તેમને ઉપર બોલાવવાને બદલે જવાહરલાલ નીચે ઊતર્યા. અનેક નોતરા તેમની રાહ જોતા હતાં. ચાર વાગ્યે બર્મા ઇન્ડિયન ચેંબર ઓફ કોમર્સ તરફથી જ્યુબિલી હોલમાં યોજાયેલો મેળાવડો રાહ જોતો હતો જેમ તેમ કરીને છૂટા થઇને જ્યુબિલી હોલમા ગયા વિશાળ હોલ ઠસોઠસ ભરાઈ ગયો હતો. ચેમ્બરના પ્રમુખશ્રી હાજીએ માનપત્ર વાંચીને અર્પણ કર્યું. તેનો જવાહરલાલે ઘટતો જવાબ વાળ્યો. તેમા ગાડાપાથ થઈ ગયા. ને ૬ વાગ્યે તો વાકેમાની લોન્ચ ઉપડવાની હતી! જલદી વિદાય લઇને નદીકિનારા તરફ કાફલો ઉપડ્યો

મોર્ટન સ્ટ્રીટની એક જેટી ઉપર "બસીન એક્સપ્રેસ" ઊભી હતી. ઇરાવદી ફ્લોટીલા કંપનુ એ ઝડપી જહાજ વાકેમાના અનુરાગી ભાઇઓએ ખાસ ચાર્ટર કરી લીધું હતું. તેને આખુ ફૂલદાર ને વાવટા તોરણથી સુંદર શણગાર્યું હતું. શું એનો ફૂલમંડિત દેખાવ હતો! માડા છ વાગ્યે પૂરા દમામથી દોઢસો મહેમાનોને લઇને 'બસીન એક્સપ્રેસ' ઊપડી નદીતટે હજારો માણસોએ ગગનભેદી જયનાદની ઘોષણા કરી કોઈ બાદશાહના નસીબમા પણ આવી કુમળકાભરી વિદાય ન હોય

બનવાજોગ, તે આ જહાજમા દુરિયનનો જથ્થો હતો. એની ભયંકર વાસ કેમ છાની રહે? મે એક દુરિયન જવાહરને લાવી આપ્યુ. ઇન્દિરાને તેની ગંધનો ત્રાસ જવાહરે દુરિયન તેના તરફ ધર્યું. એ દૂર હટી ગઈ. પછી તો બેટી આગળ, ને બાપ પાછળ, છોકરાની જેમ લોન્ચમા દોડાદોડ! છેવટે દુરિયન ફુટવી લઇને મે રમતનો અંત આણ્યો. આ માણસ ખરેખર ધન્ય: કોઽપિ ત્રિભુવનજયી-માનો કોઽપિ છે, એ નિ:સંદેહ છે!

ગુરુવાર તા. ૧૩ મી

સવારના ૬ા વાગ્યે વાકેમા કસ્બાના દર્શન થયા અહીં કારભાર ચઢી ભાઇઓનો દેખાતો હતો. ભીડનો પાર નહોતો. વ્યવસ્થા કરતા ઉત્સાહનુ વધારે જોર હતુ. આજ્ઞા પાળવા કરતા હુકમ છોડવાની આતુરતા વધારે વ્યાપક હતી. કિનારા ઉપર જ બાંધેલા માંડવામા મ્યુનિસિપાલીટીનુ માનપત્ર એનાયત થયુ. એક ગમત થઇ વ્યવસ્થા કેવી છે તે જોવા હુ પહેલો ત્યા પહોચ્યો; ચહેરાના સામ્યથી છેતરાઇને તરત વાજા શરૂ થયા, ને હાર પહેરાવવા દોડાદોડી!

"હું નહિ, હું નહિ" કરતાં માંડ હું તેમને રોકી શક્યો! તરત પાછો જઈને જવાહરને લઈ આવ્યો.

વાડેમાથી ૭ માઇલ દૂર નદી જરા વિશાળ છે. ત્યાં અમને બસીન લઈ જવા સીપ્લેન રાહ જોતું હતું. ઝપી મોટરબોટમાં અમને ત્યાં પહોંચાડવામાં આવ્યા.

અનેક નદી-નાળાંની રેખાઓથી અંકિત, પાણીના ભરેલા કટોરા જેવાં દેખાતાં તળાવોની તારા જડેલી ગામડાંના નાનકડા સમૂહોને માતાની જેમ ગોદમાં છૂપાવી રહેલાં વૃક્ષવૃન્દ તથા વિચિત્ર આકૃતિઓ આલેખતી ખેતરોની રેખાવલીઓથી સુમંડિત, એવી ઉષ્માની ધરતી અમારા નીચે વેગથી પસાર થઇ રહી હતી, વાદળનાં જુથ અમારી ઉપર, નીચે અને ચારે તરફ તરતાં હતાં. અડધા કલાકમાં વિશાળ પથરાયેલાં બનીસનાં છાપરાનું જંગલ દેખાયું. ને વાયુવાન નદીમાં ઊતર્યું. જેટી ઉપર શહેર સ્વાગતના સમિતિનાં મુખી ઉ ખું અને મંત્રી એ. પી. સિંહા હાજર હતા. મિ. સિંહાએ સમિતિના સભ્યોનો પરિચય કરાવ્યો, બહેનોએ જવાહરને ફૂલડે વધાવ્યા. બંગાળી, બર્મીઝ, મદ્રાસી અને ગુજરાતી સ્ત્રીઓએ કુંકુમ થાળ અને આરતી વડે તેમનાં પૂજન કર્યાં.

ઉતારો ચટીઓના મંદિરમાં હતો. લગભગ બીજે બધે તેમ અહીં પણ કામ કરનારમાં ગુજરાતી મોખરે હતા, રસોઈ પણ ગુજરાતી હતી. પંડિતજીએ મને પોકાર્યો.

"ગૌતમજી, સારે બર્મામે તુમ્હારા ઇંતજામ ઐસી કોસમકા નહિ ?"

"યથાશક્તિ મૈંને જિતના હો સકે વો કીયા હૈ. મૈં જાનતા હું મેરા કામ ગપ્પનીઓસેં ભરપૂર હૈ, લેકીન કોઈ ખાસ બાત, પંડિતજી!' .

"જહાં મૈ જાતા હું ગુજરાતી ખાના હી નઝર આતા હૈ, તુમ ગુજરાતી હો ઇસ લીયે ? આજ્ઞુપુરી જીવનભર ઔર યહાં બર્મામેં ભી ખાતે હુવે અબ નાકમેં દમ આ ગઈ બર્મીઝ નહિ તો આખીર ચટી લોગોંકા ખાના તો કહી મેરે કરીબ આને દિજિયે. મેરે લીયે દક્ષિણ ભારતીય ખુરાક ભી નઈ ચીઝ હૈ." જવાહર હસતા હતા.

"મૈંને સબ જગહપર ખબર કર દીયા થા કિ આપ સર્વભક્ષી. ફીર ભી હમ ગુજરાતી લોગોંકી એક બુરી આદત હય; આપ જહાં જહાં

ગુજરાતી હી સમ ઇન્તજામમેં અગુવે દેખાઇ પડેગે. ઔર વે બીચારે બોલે લોક ખાના ભી ગુજરાતી બના કે ધર દેતે હૈ!"

"ગુજરાતી ખાના બુરા હે યહ બાત નહિ. મુઝે પસંદ ભી હુમ, લેકીન માઇ ડીયર ફ્રેન્ડ, એ લીટલ વેરાઇટી..."

"અલબત્ત ઔર ગુજરાતી ખાના આપકો નાપસંદ કૈસા હો સકતા હૈ. આપકે ખાનદાનમેં તો ગુજરાતી......"

વાચકોને કદાચ ખબર નહિ હોય કે પંડિતજીના એક બનેવી, હઠીસીંગ, પૂરાપાધરા ગુજરાતી છે, ને જવાહર ભાગીતૂટી ગુજરાતી બોલે છે.

જમ્યા પછી મુલાકાતોની હારદોર ચાલી. ઘણા ભાઇઓ નાનાવિધ ચર્ચા કરવા આવ્યા હતા. સ્વાગત સમિતિ સાથે છબી લેવાઇ.

ઉતારે બમીન સુધરાઇનો માણુમ પ્યોન બૂકમાં કાગળ લઈને આવ્યો. લીફાફો ખોલીને જોયુ, તો અંદર સુધરાઇનું માનપત્ર! બમીનમા મોટો ઝગડો પડ્યો હતો. એમાથી પહેલુ માનપત્ર કોણુ આપે, તે બાબતમાં સુધરાઇ અને શહેરીઓની કમિટીનો ગજગ્રાહ જામ્યો હતો. જો સુધરાઇનું નામ પહેલું નક્કી થાય, તો શહેરી કમિટી રીસાઇને અસહકાર કરવાની ધમકી આપતી હતી ને બીજી રીતે થાય, તો મ્યુનિસિપાલીટી માનપત્ર આપવાની ના પાડતી હતી! આ ઝગડાને લગતી અપીલો ઉભય પક્ષ તરફથી અમારા ઉપર આવતી હતી. તેના સમાધાન માટે મ. ગગાસીંગે ઘણી મહેનત કરી હતી. છેવટે જવાહરલાલનો ચૂકાદો મગાયો.

"હમે ન્યોતા કીસકા મિલા થા?"

"શહેર સમિતિકા."

"ઉસકે માને કિ હમ ઉસ સમિતિકે મહેમાન હૈ મુનાસીબ હૈ કિ વહ જો કરે ઉસકા હમે પાલન કરના ચાહીએ. ઉનકે ઉપર ફૈસલા છોડ દિયા જાય"

## અણુવાંચ્યું માનપત્ર

અને પરિણામે પ્રથમ પદ શહેર સમિતિએ લીધું, અને સુધરાઇએ અસહકાર આદર્યો, પરતુ માનપત્રનો ખરડો તૈયાર હતો, તેનુ શું કરવુ? તેથી તે પ્યૂન બૂકથી મોકલાવ્યો!

અવા ત્રણુ વાગ્યે ચાઇનીઝ શાળા જોવા ગયા. તેમની શિસ્ત જોઇને,

તેમનું રાષ્ટ્રગીત સાંભળીને રાષ્ટ્રપતિ ખુશ થયા, ને સીધા ડકા તરફ રવાને થયા. આહ! આખે કિનારે શું માનવમીડ! અગણિત લોક ચોદેચોક ઉભરાયું હતું. વાયુયાન ઊંચે ચઢ્યું ત્યાં સુધી તેમની જયઘોષણા કાચની બંધ-બારીમાંથી પણ સંભળાતી હતી.

જળભરેલાં વાદળ ચઢ્યાં હતાં. તેના થર ઉપર થર અમારી આસપાસ જામેલા હતા. ડામે હાથ તોફાન હતું. ધોધમાર વરસતા જળનો દેખાવ જોવા જેવો હતો. ધરતીથી લઈને ઉપરના વાદળ સુધી ચાર હજાર ફીટ ઊંચો ને પ્રચંડ ઘેરાવાવાળો જળખંભો નીચે જમીનને તરબોળ કરતો અમારી સાથે ચાલતો હતો. પ્લેનની અંદર ઘામ અસહ્ય હતો, ને હવા તોફાની હોવાથી હીંચોળા લાગતા હતા.

૭ વાગ્યે રંગુન ભેગા થઈ ગયા અમારો અંગ્રેજ પાઇલટ તો ખુશ ખુશ હતો. કેમ ન હોય? આ જમાનાના પુરુષોત્તમોમાંના એકને પાઇલટ કર્યો માટે તે જીવનભર મગરુરી ધારણ કરી શકશે.

રાતના મજૂરસંઘોનું સંયુક્ત માનપત્ર હતું. ડફરીન પાર્કમાં સભા હતી. દસ ફીટ ઊંચા મંચ ઉપર બેઠક હતી. એ તે સભા, કે દરિયો! એક લાખ માથાંથી મેદાન છવાઈ ગયું હતું.

મજૂરસભાના ભાષણે ઊંડી છાપ પાડી હતી. મંચ ઉપર હાસ્યનો ડુંગર ખડકાયો હતો. ભાષણ પછી પંડિત મુક્ત હાસ્ય કરતા એ હાર બહેનો અને બાળકોની મેદની ઉપર એક પછી એક ફેંકવા લાગ્યા. આનંદ કલ્લોલ થઈ પડ્યો. લગભગ અગિયાર વાગી ગયા.

સભામાંથી બહાર નીકળતે ભીડની કચ્ચર અપૂર્વભૂત હતી. એટલી સખત, કે જવાહરની આખી સેક્રેટેરીયટ જમીંદોસ્ત થઈ ગઈ! હું ગ્યો મ્યાં નીચે પડ્યા, ને તેમનો ગાર્ડ[1] ગબડ્યો. એક જરમાની છોકરો તે ઉઠાવીને નાઠો, તેને દેખવા છતાં હું ગ્યો મ્યાં લાચાર હતા! શ્રી રશીદ બેભાન થઈ ગયા, તેમનાં ચશ્માં અધારપછેડો ઓઢીને ગાયબ થઈ ગયાં, ને કોટ ફાટી ગયો. ને સેવકનું પેરણ હજી અનેક ચરણારવિંદોની ચંપીની સાક્ષી પૂરે છે! માંડ હાડકાં સલામત રાખીને બહાર નીકળ્યા.

---

૧ ભાલી ફેંટા

## શુક્રવાર તા. ૧૪ મી

તા. ૧૪ ને પરોઢિયે જવાહરલાલ, ઇંદિરા ને હું ચ્યો અહીં વાયુયાનમાં પ્રોમ તરફ વિદાય થયાં. ટૂંકામાં, ત્યાં પણ ગુજરાતી મોખરે હતા. શહેરસમિતિના મુખી હું ખા ઉ હતા. શ્રે મોટા ફ્યાની તરફથીમા મુધરાઇ, સમિતિ અને કોંગ્રેસના માનપત્રો અર્પણ થયા. સાડાત્રણ વાગ્યે રંગુન પાછા આવી પહોંચ્યા.

આખી સાંજ નોતરાની ભીડ ડફરીન પાર્કની માનવભીડના જેવી ખીચોખીચ હતી. શ્વાસ લેવાનો પણ અવકાશ નહોતો. ચાર વાગ્યે મન્ડે આફ્ટરનૂન ક્લબના મહિલામંડળમાં જવાનું હતું. ત્યાં ક્લાકને બદલે દોઢ કલાક નીકળી ગયો. પાછળથી પંડિતજીએ કહ્યું હતું તેમ, મહિલાઓ સાથે દિલગી કરવામાં સમયનો ખ્યાલ ઓછો જ રહે છે! નાટુકોટાઇ ચટીયાર એસોસીએશનનો ભવ્ય મેળાવડો જ્યુબિલી હોલમાં પાંચ વાગ્યે હતો. એનો પંડિતજીનો જવાબ ચિરસ્મરણીય રહેશે, બ્રહ્મદેશ ખાતેના તેમના ભાષણોમાં તેનું અગ્રસ્થાન છે. તર્ક, પ્રમાણ, બુદ્ધિમત્તા અને સાદી સમજની દલીલોનો એ ભંડાર હતો. હું ચ્યો સ્ત્રીએ પાછળથી કહ્યું: "ચટ્ટાઓ ખાટી ગયા, તમે એમને મહાન વક્તવ્ય આપ્યું. બધા અવાક્ બની ગયા."

### જવાહરની મહત્તાનો ભેદ

"હમેશા વિરોધી વાતાવરણ મારે માટે ઉત્તેજક બને છે. કેપીટલીસ્ટો અને અંગ્રેજોની સભામાં કુદરતી રીતે જ મારી બુદ્ધિ તેજ થઈ જાય છે. અનુકૂળ મિત્રોને ખાસ શું સમજાવવાનું હોય?" જવાહરે ધીમેથી ખુલાસો કર્યો.

આ જવાહરલાલના ચારિત્ર્યની ચાવી. તે વિરોધના ભૂખ્યા છે, લડતના શોખીન છે, પ્રતિકૂળ ટોળાને ભેગવા આતુર રહે છે. અને તેથી જ આજે તે આવા લોકના લાડકા છે. ડર જેવી ચીજને એ જાણતા નથી. લડવું, એ એનો ધર્મ છે, ને જીતવું, એ તેની લડતનું અનિવાર્ય પરિણામ છે.

### આદર્શ માનપત્ર

ચટ્ટી બધુઓને પતાવીને જવાહરલાલ ઘેર આવ્યા. ત્યાં નાનામોટી અનેક ઉપાધિઓ તેમની રાહ જોતી હતી. નવના આઠ વાગ્યે ડફરીન મેન્શનમાં બાળોના માનપત્રો 'પેશ' થવાના હતા. ત્યાંની ભીડ પહેલાના જેવી હતી. ઓરડામાં ઓછી વીસ પેશગીઓ થઇ. કેટલાક ઉમળ્ક ઉદ્ગાર, કેટલાક પંડિતાઇથી

ભરેલી હિંદીમાં, કેટલાક સાદી સરળ ને સુંદર હિંદુસ્તાનીમાં હતા. એક ગુરુમુખીમાં, ને એક સંસ્કૃતમાં વંચાયું હતું. જેવી વિવિધતા ભાષામાં, તેવી જ લખાણમાં, ને વાંચવાની રીતમાં પણ હતી. કેટલાક શિયાળાની રાત જેવા લાંબા, કેટલાક મધ્યમ, ને અમુક એ મોંઘી મેન્નીની અસલ પસંદગી પામે એવા ટૂંકા ને ટચ હતા. તેનો એક નમૂનો મેરઠ આર્યસમાજનો હતો.

“ સેવામેં, પં. જવાહરલાલ નહેરુ તથા બહિન ઇન્દિરાદેવીજી, હમ સબ આપ કે બ્રહ્મદેશમેં શુભ આગમનકા હાર્દિક સ્વાગત કરતે હુએ આપકી કુશલ યાત્રાકી શુભ કામના કરતે હૈં ”

આનું નામ આદર્શ માનપત્ર!

ઘેર પહોંચતાં ૧૧ વાગી ગયા હતા. પરંતુ જવાહરલાલને મન એ વધારે-પડતું વહેલું હતું તે તો સેક્રેટરીઓને ઠપકો આપ્યા કરતા હતા, કે “ બસ, દસ બજે દિન ખતમ? દસ કે બાદ આપને કુછ ભી કામ નહિ રખા?”

“ આપકો આરામ દેનેકે ઈરાદેસે ...”

જવાહરલાલ હસ્યા. “ યહ ઠીક હૈ, લેકિન બારહ બજે કે બાદ આરામ નહિ મિલ સકતા હૈ?”

શું જવાબ દેવો? છેવટે કહી દીધું “ દેખીયે પંડિતજી, હમને સોચા કિ ચોવીસો ઘંટેકી હરએક મિનિટકા ભાગ હમ લે ચૈં, ઔર આપકે લીયે નક્શા બના દે, બજાય ઉસકે હમ બહેતર સમજે કિ રાતમેં દસ બજેનેકે બાદકા સમય આપકી મુનસફી પર છોડ દિયા જાય!”

“ અચ્છા!” બસ, તે પછી કદી ય બાર વાગતા પહેલાં કામ પરવાર્યાં નથી, ને બે વાગવાના બનાવ છાશવારે બનતા. અસ્તુ.

## મોલમીન તરફ ઉડ્ડયન

સવારના વહેલા ઇરાવદી ફ્લોટીલાના હવાયાન-મથકે પહોંચ્યા, ને મોલમીન તરફ ઊપડ્યા—અર્થાત્ પાંચ જણા: પંડિતજી, ઇન્દુબહેન, ઉપાધ્યાયજી, [illegible] બાબ તૈયબજી, રથી, ને હું, એટલા મુસાફર હતા. ઠીક ઠીક વહેલા નીકળ્યા, ને વાદળ હતાં, એટલે બસંતવાળી સ્ટેજગાડી જેવો ઉકળાટ કે અકળામણ નહોતાં. અમારી નજરેથી પાણી–પથ્થર ઉરાડતા સેંકડો નદી નાળાંની અનેક આકૃતિ દોરતી રેખાઓ, બોરાં જેવાં દેખાતાં તળાવ, ગામડાંની વસતી સમ

વના ગ્રામના રૂડ ૯૦ ને નાકો બતાવતો ધરતીપટ મરાયો, વીસેક મિનિટ ઉતિયા ન્હાયો એ ખાડી વટાવતા દસેક મિનિટ થઈ, ત્યા સાબરીનના સુખ અને ત્રિવેણીસંગમ જેવું જાગી ત્રણ પ્રવાહોનું સમેલન નજરે પડ્યુ. ચક્કર મારીને સાબરીન ઉપરવટ ગયા, ને "ડ" આકારે પથરાયેલા મોવમીનના દર્શન થયા સામે પહાડોની મનોહર હારમાળા, જગના ભંડાર ઉપાડીને આવતા મારગે થાક્યા અને એ ડુંગરાને માથે ક્ષણભર વિસામો ખાતા સભર જળભર જલપુંજો, નીચે મનોભિરામ નદીઓ અને હરિયાળી. એ સર્વ અત્યંત આલ્હાદક લાગતુ હતુ

સાબરીન-માની ગોદમા અમારી ચીડિયા ગાડી હળવે રહીને ઊતરી ત્યા સૌન્ય તૈયાર હતી ઘણી શણગારેલી ને હમની રમતી વૉનટીઅરો (-હુ ધારુ છુ કે લગભગ બધા ગુજરાતી હતા-) તથા અન્ય પ્રજાની તથા હિંદી અગ્રગણ્ય સ્ત્રીપુરુષાના ઉમળકાભર્યા પ્રેમ ટપકતા સ્વાગત ઝીલીને જવાહરનાથ તેમા ચડયા. (અપૂર્ણ)

## કૃત્રિમ ગ્રહોના ઉત્ક્ષેપો

ભર્યાં ચિત્તે ડોલી કવિગણ ગ્રહોને કવનમા
હતા રૂકેતા ગૂંજી ગગન સુરભિ લૈ ભુવનમા,
પરંતુ આ સ્વપ્નો પ્રગટ, ધરતીથી ઊડી રહ્યા
મહાકાક્ષી, સાક્ષી અતકાનવ મેધા-શરતણા.
જુઓ ! વિજ્ઞાને આ પ્રગત શિર ઊચુ કરીકરી,
કરી ઝાખી વીધી ગહનતમ સેહો અગમના,
હિયે આહ્વાનો શા ! અકળ ગતિ શી શક્તિ અણુમા,
મહાશબ્દે ભેદ્યુ રજુપટસમુ આભ ક્ષણમા.

ગુરુત્વે બંધાયુ જનમજડ વાયુનું પટલ
ચીરાતુ ભેદાતું, મનુજબુધનો આક અટલ !
જડત્વે પૂરાઈ પલ મહી છૂટે શક્તિ સબલ
અ-ખેડ્યા માર્ગે શી ગતિ કરી મચાવે હલચલ !

કરોડો ચિત્તોના નયન નિરખે મૌગ્ધ્ય-ભયમા
ધ્વજો ફરકાવ્યા આ ? કરપમદ છૂટ્યા સરપ વા ?

વ્રજલાલ દવે

# ચમને

# અદબ

## "શીઃ પ્રભુમાલ હું...."

જર્મન નવલકથાકાર લાયન ફ્યુક્ટવેન્જર (૧૮૮૪–૧૯૫૮) ગુજર્યાનું થોડા વખત પર જાણવામાં આવતાં, પચીસી પહેલાં ખરીદેલો એમનો કથાગ્રન્થ ઈસવી સતરમી–અઢારમી સદીના ફફરાતોવાળા જર્મનીની તવારીખમાંથી, એવો ઐતિહાસિક વાર્તાગ્રન્થ નામે "જ્યૂ સ્યૂસ" યાદ આવ્યો. દેશના એ જમાનાના રાજા–પ્રજા–જીવનની એ વિલક્ષણ કહાણી આખી તો ફરી વાર હમણાં ને હમણાં નહોતી વાંચવી, એટલે પુસ્તક અમસ્તું જ એની મેળે ઊઘડે ત્યાં ઊઘડવા દેતાં, 'ધ જ્યૂઝ' એ ત્રીજા ખંડના ૨૨૩મે પાને, ધર્મિષ્ઠ પાત્ર જા. પો. ગોમ્પરૂ ના કાવ્ય (વિષય, જિંદગીની ફિકર અને ખુદામાં યકીન)–એ કાવ્યની જે પહેલી કડી વંચાઈ, તેનો આ છે તરજૂમો :

જ્યાં લગી જગતમાં કાક છે એક પણ,  
જ્યાં લગી ચકલી ચીં–ચીં કરતી,  
જ્યાં લગી મૂક પશુ ધીમું ડોલે–ચરે,  
ત્યાં લગી રોટીની ના કરું લેશ ચિન્તા;  
એક સૌ એ ન ભૂખે મરતાં લગી  
ગીઃ પ્રભુમાલ હું ભૂખમરો વેઠવાનો !

## "નહિ ભરૂંસા ..."

એ પંક્તિઓ મનમાં રટતાં, વળી ભૂતકાળે સાહિત્યોદ્યાનમાં હરતાં–ફરતાં સૂંઘેલાં બે નાનાં શાં સુમન સાંભર્યાં :

૧. શ્રીમન્નૃસિંહાચાર્યજી વડોદરા–પરા નિઝામપરામાં કોઈ શિષ્યસહ ફરતા હતા, એટલામાં ભોજનવેળા એ એકાન્ત માર્ગે જ થતાં, કાંઈક વાતતાં પણ, આજે ખાઈશું શું એ મનવ્યથના શિષ્યપ્રશ્નનો ગુરુ દીધો ઉત્તરઃ "धिक् मन, धिक् मन, धिक् मन, नहीं भरूंसा विश्वंभर–का ! (આટલું પૂરું બોલાઈ રહ્યું ત્યાં જ, અણધાર્યો કોઈ અજાણ્યો ગૃહસ્થ સામેથી આવતો દેખાય છે અને નજીકના પોતાના ઘેર બંનેને જમવા પધારવાનું નોતરું દે છે.)

ધર્મિષ્ઠ પણ ખાનપાનની તાત્ક્ષણિક ચિન્તાને વશ થયેલા સાધકને તથા નિશ્ચિન્ત સિદ્ધપુરુષને પ્રભુએ ભૂખભેગા થવા દીધા નહિ, રોટલાભેગા 'ચમત્કારી' રીતે કીધા, તે માત્ર ઉભયના સ્થૂલદેહપોષણ માટે? ના. અધ્યાત્મભવ-પોષણ માટે પણ: જે 'પરચો' ગુરુએ ભગવાનનો ઇચ્છાનુસાર બતાવવાનો હતો, જે દ્વારા શિષ્યની એટલે એક ખરા મુમુક્ષુની ઈશ્વરશ્રદ્ધા દૃઢાવવાનો એ સુયોગ હતો, તેના પ્રત્યક્ષીકરણ માટે.

## બીજું સાહિત્યસુમન

છે આ વિષયનુ, તે 'વિવર્તલીલા'માંથી. ઉપલાથી જુદા પ્રકારનુ પણ પ્રસ્તુત, એના રચનાર જ્ઞાનબાલ નરસિંહરાવની આ વર્ષે જન્મ શતાબ્દી તેથી તો વધારે પ્રસ્તુત.

૨. એ વિલક્ષણ અન્વિકામાની ત્રીજી નિબન્ધિકામા પરમ પુરુષ જે પરમાત્મા, તેની હારયરસેન્દ્રિય વિષેના થોડા રસિક ચિન્તન બાદ કર્તા લખે છે:

"પરમ પુરુષ માનવબાળની [જડચેતનવિષયક તત્ત્વવિચાર-રૂપી] ઊંચી ફાળોને ભલે હસતો હસતો જોતા હોય. પણ પોતાના એ બાળકો માટે કાળજી, પ્રત્યેકને માટે ભરણ-પોષણ, જીવનવર્દ્ધન, સર્વ પ્રકાર માટે કાળજી રાખે છે તે ત્હેના વિશ્વભર વ્યાપાર (Providence)-નું કરુણામય લક્ષણ છે આપણે ત્હેતું એ સ્વરૂપ કેટલી વાર ભૂલી જઇએ છિયે! પરમ પિતા પોતાના સર્વ ક્ષુદ્રમાં ક્ષુદ્ર જન્તુને પણ જમાડીને પછી પોતે ઊંઘે છે—એ આખ્યાયિકાનું ઊંડુ રહસ્ય આપણે ભૂલીને ત્હેને હશિયે છિયે. પોતાની વિશ્વઘટનામાં જ સનાતન નિયમયોજના જ વિશ્વમ્ભરતા છે એ તત્ત્વ તો છે જ; પણ આપણા આધ્યાત્મિક ભરણપોષણમા એ આખ્યાયિકાનો અપૂર્વ વિનિયોગ કરવાનો છે તે પણ યાદ રાખવું જોઇએ."

પછી, પોતે જેને યોગ્યતયા 'ધર્મદ્રષ્ટા' કહી ઓળખાવે છે તે એફ. ટી. બ્રુક્સના કોઇ પુસ્તકમાંથી લાંબો ઉતારો આપે છે, એના ભાષાન્તર સહિત. આ બીજુ એટલે બ્રુક્સ-વિચારણાનુ ગુજરાતી મજૂષામા (આ વિષયનુ અહીં અતિલબાણ કરવુ નથી તેથી) વાચશો અને ઈચ્છા થાય તો આખા એ મહાપ્રશ્ન પર ઉપયોગી ચર્ચાપત્ર લખી મોકલશો.

### " લોક સબ.... બાત ઐસી "

શ્રીમન્નૃસિંહાચાર્યજીનો ઉપર ઉલ્લેખ કર્યો એ એક; આટલાં બધાંમાંથી કોઈ જ છાપાંચોપાનિયાંને સાંભરી લાગતી નથી એ એમની ૧૦૫મી જયન્તી ચાલુ વિક્રમી વર્ષના કાર્તિકમાં હતી એ નિમિત્તે તથૈવ ચ, સૂરત સોનાની મૂરતમાં (પૃ. ૧૫૬, કંડિકા છેલ્લી) લોકાની ભેખ આ વિષય સંબન્ધમાં તેઓના આચાર્યપદની યથાર્થતા વિષે, જાણુંઅજાણ્યું મરાઈ છે એની માત્ર આટલી નુકતેચિની જ કરીને, એ મહાપુરુષે પોતે અહીં સૌરાષ્ટ્રમાં સને ૧૮૮૧માં પધાર્યા નિજ આદેશકાર્યના આરંભકાળે, ત્યારે તેમના પર થયેલા નિન્દાવર્ષણનો જે ઉત્તર જામનગરમાં હતા ત્યારે આપેલો તે ગુજરાતી–રચિત હિંદી સુપદ્યનો એ નમૂનો છે તેથી (આ બીજા કારણે) પણ, આ વખતના છેલ્લા ચમને-અદબી ખુશ્બોદાર ગુલ તરીકે ટાંકું છું.

લોક સબ પરસ્પર ચર્ચત હૈ બાત ઐસી
ભગવો શિર બાંધી કો નગરમેં આયો હૈ;
સાધુ વા સંન્યાસી હોય, યોગી વા વિયોગી હોય,
પરખમે નાગ્વે ઐસો કાઠ કી લાયો હૈ;
છોટે અરુ બડે સબ રાજા અરુ રંક લોક,
દર્શનકે કાજ નેહ ધરી ધરી ધાયો હૈ;
કહે કો નૃસિંહ જગતારનકું જન્મ લીનો,
કહે કોઉ ભીખકાજ ભેખકો બનાયો હૈ.

સને ૧૯૪૮માં રા. ચુનીલાલ જ. ઓઝાએ પ્રકાશિત અધિકૃત બહુ સરસ ચરિત્રગ્રન્થમાં (અમો વિદ્યાપીઠિયા ને વિદ્યાધની માનશાળા સાક્ષરઆક્ષરોમાંથી કેટલાએ એ વાંચ્યો હશે?... )–એ ગ્રન્થમાં આડત્રીસમે પાને જાણવાલી મનહર છંદની બીજી કડી (ત્યાં ઘટ્ટ સીસકાક્ષરે છાપેલી, છે આ:

સાધનમેં સાધન જો બ્રહ્મકો વિચાર સો તો,
એકાંતમેં બેઠ હમ નિશદિન કીયો હૈ;
સંતજન જહાં જહાં શ્રવનમેં સુને તહાં,
જાઈ જાઈ ચરનમેં શીશ ધરી દીયો હૈ;
આપ અભિમાન છાંડી સંતનકે બચનકુ,
ભલી ભાંતિ સમજકે સુરસકુ પાયો હૈ;
નૃસિંહ ખુમારી અબ ચઢી હૈ અપાર કછુ,
ભીખકુકે કાજ હમ ભેખ નહિ લીયો હૈ.

શશિવદન દિનકરરાય મહેતા

# શ્રીસૌન્દર્યલહરી

### એ વિખ્યાત સ્તોત્રનો સંક્ષિપ્ત પરિચય
### અને શ્રી બાલકવિએ કરેલું તેનું ભાષાંતર.

માનસીના તંત્રી રને ભા. વિજયરાયને માહિતી મળી કે મેં શ્રી સૌન્દર્યલહરી સ્તોત્રનો અભ્યાસ કર્યો છે તેથી શ્રી બાલકવિની શતાબ્દીપ્રસંગે[1] સ્તોત્રનો પરિચય આપી, તેમણે કરેલા તેના ભાષાંતરનું અવલોકન લખવા કહ્યું. મેં કોઈ દિવસ કોઈ વ્યવસ્થિત લખાણ કર્યું નથી, તો પણ તેમના સ્નેહભાવ અને કંઈ લખી મને ઉત્તેજવાની વૃત્તિને, માન આપી, હું તે યથામતિ લખવા પ્રયત્ન કરું છું

શ્રીસૌન્દર્ય-લહરી એ ગીર્વાણ ભાષામાં લખાયેલું એક અત્યુત્તમ સ્તોત્ર છે સ્તોત્રની અધિષ્ઠાત્રી દેવી ત્રિપુર-સુન્દરી અને પારિભાષિક રીતે સુભગા અથવા સુંદરી છે. તેમાં ઉચ્ચ પ્રકારનું ભાષા-સાહિત્ય અને ભક્તિ એટલાં ભારોભાર ભર્યાં છે કે-તેમાંથી કયું ચઢિયાતું છે તે કહેવું મુશ્કેલ છે, છતાં સ્તોત્ર હોવાથી, ભક્તિ જ પ્રધાન સ્થાને છે, તેમ જણાઈ આવે છે આમાં શ્લોકેશ્લોકે મન્ત્ર, યન્ત્ર, યોગ, આદિ અનેક વિદ્યાઓ ભરેલી છે સ્તોત્રના પૂર્વાર્ધમાં શક્તિમહિમા તથા ઉત્તરાર્ધમાં શક્તિ-સૌન્દર્યનું વર્ણન છે

શ્રી આદ્ય શંકરાચાર્યનું તે લખેલું છે, એમ સ્તોત્ર ગ્રંથ પરના ઘણા ખરા ટીકાકારો અને અન્ય વિદ્વાનોનું માનવું છે, છતાં તેના કર્તૃત્વ સંબંધમાં હજુ મતભેદ પ્રવર્તે છે. ગમે તેણે લખ્યું હોય પણ તે ગીર્વાણ ભાષાનું મહામૂલું આભૂષણ છે. શ્રી શંકરાચાર્યે સ્તોત્ર-પાઠમાં જ એક જગ્યાએ તેને તંત્ર જેટલા માહાત્મ્યનું જણાવેલું છે ,

તંત્ર-માર્ગના પુસ્તકો વૈદિક વાઙ્મયના મુકાબલે હજુ થોડા સમય પહેલાં જ પ્રસિદ્ધ થવા લાગ્યાં છે તેથી થોડા જ વિદ્વાનો આ સ્તોત્રથી

---

૧ એ પ્રસંગ માટે લેખ વખતસર જ લખાઈ આવ્યો હતો પણ અમારી કોઈ ને કોઈ 'તાન્ત્રિક' અગવડના કારણે, એક રીતે જોતાં મોડો પણ વિષયનું મહત્ત્વ ક્ષણિક નહિ તેથી યથાસમય છાપતાં ખુશી થાય છે—વિ. (તંત્રી

પરિચિત છે, કારણ કે એ માર્ગના સિદ્ધાન્ત-રહસ્યો અતિ ગુપ્ત રાખવામા આવે છે માત્ર માર્ગના દીક્ષિત લોકોને જ તે જાણીતા હોય છે આમ હોવાથી સામાન્ય માણસો કે જનસમાજ તેનાથી બરાબર પરિચિત ન હોય તેમા શી નવાઈ?

આ સ્તોત્ર પર ઘણી વિદ્વત્તાભરી ટીકાઓ લખાયેલી છે તેમા પંડિત લક્ષ્મીધરની લક્ષ્મીધરા નામની ટીકા સર્વશ્રેષ્ઠ છે

આ સ્તોત્રનુ સમશ્લોકી ભાષાન્તર કરવુ, એ ખૂબ સમર્થ વિદ્વાનનુ કામ છે આમ થાય તો જ સામાન્ય માણસ તેનાથી પરિચિત થાય, અને તેની ખૂબી અખલિત રીતે જળવાઈ રહે સર્વ ભાષાઓ માટે એ સ્વીકૃત હકીકત છે કે ઉત્કૃષ્ટ કૃતિનુ મૂળ જેવુ-ભાષાન્તર ન્હી થઈ શકે જ નહિ સસ્કૃત ભાષાને આ હકીકત પૂરેપૂરી, અને બીજી ભાષાઓ કરતા વધારે પ્રમાણમા લાગુ પડે છે, કારણ કે સસ્કૃત ભાષા સંકોચવિકાસશીલ છે તેમા વાક્ય રચના ગમે તે રીતે થઈ શકે, એવુ એનુ બધારણ છે જ્યારે બીજી ભાષાઓમા વાક્યરચના અમુક જ રીતે થઈ શકે છે એમ ન થઈ શકે તો તેના ભાષાતર માટે બે વિકલ્પ સૂચવી શકાય એક તો એ કે સ્તોત્રમા થી યત્ર, મંત્ર, આદિ વિધાને લગતા શ્લોકો, જે તાત્રિક-પરિભાષાથી ભરપૂર છે, તે છોડી દઈ, માત્ર બાકીના શ્લોકોનુ પદ્ય ભાષાતર કરવુ, જે સામાન્ય લોકો માટે એક સપૂર્ણ સ્તોત્ર સમાન જ બની, તેઓ સમજી શકે તેવુ-થાય અથવા તો તેનુ ગદ્યભાષાતર જ કરવુ.

આ ગ્રન્થમા અગ્રેજી, મરાઠી હિન્દી તથા ગુજરાતી- ભાષાન્તરો થયેલા છે આર્થર એવેલોન તથા શ્રી અને આયગરના અગ્રેજીમા તથા સ્વામિશ્રી-વિષ્ણુતીર્થનુ કરેલુ હિન્દીમા ગદ્યમા છે મરાઠી તથા ગુજરાતીમા-અનુક્રમે શ્રી મીઠુ મહારાજ અને કવિશ્રી નાનાલાલનુ પદ્યમા છે મરાઠી ભાષાતર બહુ વખત પહેલા વાચ્યુ હતુ તે ભાવવાહી અને સુદર હતુ એવો ખ્યાલ છે. શ્રી મીઠુ મહારાજે શ્રી. લહરીસ્તોત્ર નામે આ ગ્રથનુ ભાષાતર કર્યું છે. અને શ્રી. નાનાલાલનુ "શ્રી" પ્રથમ ઘણા જૂના સમયમા, સાક્ષર શ્રી મ ન દ્વિવેદીના તત્રીપદે પ્રગટ થતા, "પ્રિયવદા" નામના માસિકમા છપાયુ હતુ ત્યાર પછી શ્રી ઉમાશકર જોશીએ પોતે સપાદિત કરેલ "કાન્ત કવિ" નામના પુસ્તકમા પોતે લખેલી 'ચાલનલિની' ટીકા સાથે ૧૯૪૨ મા ફરી પ્રગટ કર્યું છે.

## અચ્છું છાયાદર્શન

હવે શ્રી. બાલાશંકરના ભાષાંતર વિષે વિચાર કરીએ. કવિ ખાસે આવા કઠિન અને તાત્રિક પરિભાષાથી ભરપૂર સ્તોત્રનો અનુવાદ કરવા શ્રમ ઉઠાવ્યો એ હકીકત જ આદરને પાત્ર બને છે. મૂલ સ્તોત્ર ઉચ્ચ પ્રકારનાં ભક્તિભાવ, ઉદાત્ત કલ્પના, ભાવવૈભવ, વિશિષ્ટ પ્રકારના ધ્વનિયુક્ત કર્ણમધુર સંગીત ઉત્પન્ન કરતા શિખરિણી છન્દ વગેરેની મચોટ વેધકતાથી એટલું ભરપૂર છે કે તેની ફક્ત છાયા ઝીલવી, તે પણ કોઈ પણ સાહિત્યકાર માટે ઘણું છે મૂળને વફાદાર રહી, શ્રી બાલાશંકર તે ઠીક પ્રમાણમા ઝીલવા સફળ થયા છે. ઉપાસના સાહિત્ય તરીકે વિદ્વાન વર્ગને ઉત્કટ ભક્તિનું અચ્છુ છાયા દર્શન કરવે છે કેટલાક શ્લોકોમાં મૂળની ખૂબી જાળવી રાખવામા અજબ જેવી સફળતા મેળવી છે. બાજું ચઢિયાતું ભાષાતર ન હોવાથી, આપણા સાહિત્યમા નોધપાત્ર ઉમેરો કરે છે. શિખરિણી છન્દ પર કવિતુ એટલું બધું પ્રભુત્વ છે કે તેનુ લયબદ્ધ કર્ણપ્રિય મગીત ખરેખર મોહક છે "ક્લાન્ત કવિ" નામના તેમના સ્વતન્ત્ર કાવ્યમા તો આ લયબદ્ધતા દર્શન બને છે. ભાષાતર હોવાથી આ સ્તોત્રમા કંઈક શિથિલ થયું જણાય છે તત્સમ કે મસ્કૃતમય શબ્દો, દીર્ઘ સમાસ તથા લયબદ્ધતાની ધૂનમા, ગમે તે પ્રકારે વિકૃત કરેલા શબ્દોના છૂટે હાથે કરેલા ઉપયોગને લીધે ભાષાતર લોકભોગ્ય કે લોક-પરિચયને પાત્ર ભાગ્યે જ બને છે. આવા તત્સમ કે મસ્કૃતમય શબ્દો સ્વતત્ર કાવ્યોમા જરૂર સુદર લાગે

સ્વતંત્ર કાવ્યોમા જણાતુ તેનુ ભાષાપ્રભુત્વ આમા જોવામા આવતું નથી કેટલીક જગ્યાએ ક્લિષ્ટતાને લીધે ભાવ શિથિલ થયેલી જણાય છે. કેટલીક જગ્યાએ ચાર લીટીનો અનુવાદ કરવા આઠ લીટી કરવી પડી છે, છતા મૂળનો ભાવ આવી શક્યો નથી કોઈ કોઈ જગ્યાએ અર્થ પણ ખોટા હોવાનુ જણાઈ આવે છે વ્યાકરણની પણ કેટલીક ભૂલો નજરે પડે છે. ઉપરની ઘણીખરી ક્ષતિઓની નોધ શ્રી ઉમાશંકરે તેમની "બાલનદિની" ટીકામા યોગ્ય સ્થાને લીધેલી છે એટલે તે વિષે વિશેષ ન લખતા તેમની સફળતાના બે તથા ખામીવાળા અર્થ દર્શાવતા બે • ઉદાહરણો આપવા ઉચિત લાગે છે.

છેવટે ભાષાતર વિષે લખતા, શરૂઆતની થોડી લીટીઓમા કહ્યુ છે તેમ, મહદશે ભાષાતર, સફળ થયુ છે, એમ ફરી એક વાર નોધ લઈ, આનાં થોડા ઉદાહરણ મૂળ સહિત સમાપનલેખે આપીશુ.

## સફળ ભાષાંતરનાં ઉદાહરણો

चतुःषष्ट्या तन्त्रैः सकलमतिसंधाय भुवनं ।
स्थितस्तत्तत्सिद्धिप्रसवपरतन्त्रैः पशुपति ॥
पुनस्त्वन्निर्बन्धादखिलपुरुषार्थैकघटना ।
स्वतन्त्रं ते तन्त्रं क्षितितलमवातीतरदिदम् ॥ ३० ॥

રચ્યાં તંત્રો પહેલાં પશુપતિ પુરા ચોસઠ ધરા-
જગત્ તંત્રી લીધું, તદપિ ન ભમ્યો સિદ્ધિમહિમા-
તમારી આજ્ઞાથી, પછી તુજ તણું તંત્ર રચિયું-
પુરુષાર્થે સર્વે ભર્યું, જગતમાંહી વિલસિયું.

गते कर्णाभ्यर्णं गरुत इव पक्ष्माणि दधती ।
पुरां भेत्तुश्चित्तप्रशमरसविद्रावणफले ॥
इमे नेत्रे गोत्राधरपतिकुलोत्तंसकलिके ।
तवाकर्णाकृष्टस्मरशरविलासं कलयतः ॥ ५१ ॥

જઈ લાગી કર્ણે ગરુડની સમી પાંખ ધરતાં-
પુરારીના ચિત્તે થકી મરવ શાન્તિ હરિ જતાં-
રૂડાં નેત્રો તારાં, શિરકુસુમ હીમાચલકુલે-
હિમે જાણે ખેંચ્યું કરણ સુધી છે બાણ મદને

## દોષયુક્ત ભાષાંતરનાં ઉદાહરણ

મૂળ શ્લોક ૧૦ –

सुधाधारासारैश्चरणयुगलान्तर्विगलितै ।
प्रपञ्चं सिञ्चन्ती पुनरपि रसाम्नायमहस ॥
अवाप्य स्वां भूमिं भुजगनिभमध्युष्टवलयं ।
स्वमात्मानं कृत्वा स्वपिषि कुलकुण्डे कुहरिणि ॥ १० ॥

સુધાની ધારા જે યુગચરણથી સ્રાવ કરતી-
સિંચો છો કલ્યાણી જગત તણી જ જાળ જબરી-
વળી મૂલાધારે ભુજગ તણી તો ગૂંછળી સમા-
ભવાની સૂતાં છો, સુખથી કુલકુંડે રસભર્યાં.
(અત્રે પ્રપંચનો અર્થ "જગત" નથી, પણ શરીરમાં

રહેલી "બોંતેર હજાર નાડીઓનો માર્ગ" એવો થાય છે. શ્રીઉમાશંકરે, આ ભૂલની નોંધ—તેમની બાલનંદિનીમાં લીધી નથી)

त्रयाणां देवानां त्रिगुणजनितानां तव शिवे ।
भवेत्पूजा पूजा तव चरणयोर्या विरचिता ॥
तथाहि त्वत्पादोद्वहनमणिपीठस्य निकटे ।
स्थिता ह्येते शश्वन्मुकुलितकरोत्तंसमुकुटाः ॥ २५ ॥

પ્રિતે પૂજે તારાં ચરણ યતિ પૂજા ભગવતી!
ત્રણે ગુણોથી જે ઉતપન ત્રણે દેવની થતી!
(કેમકે) સમીપે ઊભા છે મણિ ખચિતચર્ણાચન તણી—
સદા જોડી પાણી ઝલક ઝલંકતી મુકુટની.

(આમાં मुकुलितकरोत्तंसमुकुटाः નો અર્થ "ઝલક ઝલંકતી મુકુટની" બરાબર નથી. પણ "દેવોના જોડેલા હાથ મુકુટના ઘરેણા જેવા લાગે છે" એવો થાય છે. શ્રી ઉમાશંકરે ટીકામાં તેનો અર્થ બરાબર આપ્યો છે. પરંતુ ભાષાંતરમાં, તે બરાબર નહી હોવાની નોંધ લીધી નથી.)

અગાઉ જણાવેલ કેટલાક તુરત નજરે પડતા, દીર્ઘ સમાસ, વિકૃત શબ્દો તથા તત્સમ શબ્દોના કેટલાંક ઉદાહરણ પણ જરૂરી લાગવાથી નીચે મુજબ અ પેલ છે.

(૧) દીર્ઘસમાસ'-(૧) પ્રણતજનસૌભાગ્ય જનની, (૨) ચૈતન્યપ્રસન-મકરન્દ (૩) કરિતનુકુભસ્થળ (૪) પરમશિવપર્યંક. (૫) મણિ-ખચિતચર્ણાસન. (૬) ચરણતલલાક્ષારસ. (૭) स्तनमुकुलरोमावलिलता ને બદલે—એવો જ બીજો સમાસ કુચકુસુમરોમાવલિતા (૮) મુખ-કમલતાંબૂલરસ.

(૨) વિકૃત શબ્દો:-(૧) અગનિ. (૨) મૃગિદશી (૩) વનિત (૪) કામ્યકલિતે (૫) મહત (૬) ઉતપન (૭) નિરમિલિત (૮) સ્મર્ણ (૯) ઉતપત્તી (૧૦) નિરમળા (૧૧) તૃપણ.

(૩) તત્સમ: ત્રિલોકી (૨) ત્રિવલય (૩) સાવિત્રી (૪) મહાસંવર્તાગ્નિ (૫) મૂર્ધાને (૬) પ્રપદ (૭) કમઠી (૮) પ્રચ્છદપટ (૯) મરકતકરંડી (૧૦) મધ્યે (૧૧) દ્વિપદી (૧૨) પરમાહ્લાદ લહરી (૧૩) માહેન્દ્ર.

નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા

# 'વિવર્તલીલા'માંથી

[ આમને આરંભમાં 'સૂફીસના' જે અંગ્રેજ લખાણનો ઉલ્લેખ છે, તેનું ભાષાન્તર, મંજૂષાને ખાતે અહીં આપ્યું છે. તંત્રી.]

"આપણી જાતના અથવા આપણા પ્રિયજનના ભાવિ વિશે ચિન્તાપૂર્ણ અને વ્યર્થ અશુભ કલ્પના જ કરવામાં આપણા જીવનનો કેટલો બધો ભાગ આપણે ગુમાવિયે છિયે! વર્તમાન સુખો આપણી આગળ થઈને સરી જાય છે, અને એ સુખોનો મધુર આસ્વાદ અડધો તો આપણે ખોઈ દઇયે છિયે; અને તે માત્ર શા માટે? સૂર્યકિરણમાં જણાતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર જન્તુને માટે પણ જે ભરણયોજના રાખે છે તે વિશ્વંભર ઉપર શ્રદ્ધાના અભાવને લીધે. અરે! આપણાં ન્હાનાં ન્હાનાં બાળકો આપણા ઉપર ભરૂંસો રાખનારી શ્રદ્ધા દર્શાવીને પ્રતિદિન આપણને જે મધુર વિશ્રામનું શિક્ષણ આપે છે તેવો વિશ્વાસ પ્રભુ ઉપર રાખતાં આપણે ક્યહારે શીખીશું? આપણે કેવા ચચલ સ્વભાવના, કેવા દોષપૂર્ણ, કેવા બીકણા, કેવા અન્યાયી છિયે! અને એ પિતા કેવો જાગ્રત્ સંભાળ રાખનારો, કેવો કરુણાપૂર્ણ, કેવો પ્રેમશીલ, કેવો ક્ષમાશીલ છે! પ્રતિદિન એ પિતાના હાથમાં હાથ ભરવી દઇને તે દિવસના નિર્મિત માર્ગમાં વિશ્રામભેર આપણે શા માટે ક્રમણ ના કરી સકિયે? પછી એ માર્ગ કુસુમાકીર્ણ હો કે કંટકપૂર્ણ હો, વાંકો હો કે સીધો હો પણ સાન્ધ્યસમયની સાથે નિદ્રાની વિશ્રાન્તિ, અને સ્વગૃહનિવાસ મળશે, એ જ્ઞાન રાખીને આપણે શા માટે વિશ્વાસભર પગલાં ના ભરી સકિયે?" (પૃ. ૨૭, ૨૮)

## 'પૃથુરાજ-રાસા'માંથી

પાયો પ્રજાનો નૃપ છત્ર માથે,
વિસ્તીર્ણ સ્તંભો સચિવો થયા તે,
સેના તણો કોટ વિવિધ - છાજે,
સૌરાષ્ટ્ર પ્રાસાદ સમાન રાજે.

—ભીમરાવ

: અનુવાદકો :

કાન્ત રાવળ : શરદ દવે

# સંત જ્હોનની સાંજ

થૉમા ગ્રિગોરોવીચના સ્વભાવની એક ખાસિયત હતી કોઈ પણ વાતનું પુનરાવર્તન કરવાનો તેને બેહદ કંટાળો હતો. 'ને આ વિચિત્રતા મૃત્યુ સુધી તેની સાથે રહી. તમે કોઈ વાત તેની પાસે ફરીથી સાંભળવા લાખ પ્રયત્નો કરો તો પણ નહીં કહેવાનો અને કદાચ કહે તો પણ એવા બદલાયેલા સ્વરૂપમાં કે સાચી વાત તમે તારવી જ ન શકો.

હમણાંની જ વાત લો ને! તે દિવસે લીલો ઝભ્ભો પહેરેલા એક સદ્ગૃહસ્થ વોલાવથી આવ્યા હતા. જુવાન હતા અને સુંદર સુંદર ચીજોના શોખીન પણ લાગ્યા. તેમણે એક નાનકડી ચોપડી ગ્રિગોરોવીચને આપી. એવી ચોપાનિયાં જેવી ચોપડીઓ કે માસિકો અથવા તો સાપ્તાહિકોમાં જ તેની વાર્તાઓ છપાતી. પેલી ચોપડી વાંચવા માટે તેણે ખીસામાંથી ચશ્માં કાઢ્યાં; પણ ત્યાં જ તેને યાદ આવ્યું કે ચશ્માંની એક દાંડી તૂટી ગઈ છે. તેથી ચોપડી વાંચવાનું કામ મારી પાસે આવ્યું. મને એટલું લખતાં-વાંચતાં ફાવતું 'ને વળી હું ચશ્માં પણ પહેરતો નહોતો. મેં વાંચવાની શરૂઆત કરી. થોડું વાંચ્યું ન વાંચ્યું ત્યાં જ ગ્રિગોરોવીચે મને અટકાવ્યો.

"બંધ કર! આ તું શું વાંચે છે?"

પ્રશ્ન સાંભળીને હું તો ચમકી જ ગયો. મેં જવાબ આપ્યો—"કેમ, થોમ ગ્રિગોરોવીચ! શું થયું? હું તો તમારી જ વાર્તા વાંચું છું ને!"

"કોણ કહે છે કે આ મારી વાર્તા છે?"

"કેમ, અહીંઆં ચોખ્ખું લખ્યું છે ને! 'ફલાણા ફલાણા ઘોરખોદિયા પાસેથી સાંભળેલ'."

"જુઠ્ઠું! જેણે આ છાપ્યું છે તે પાકો ગઠિયો હોવો જોઈએ. મેં શું આવી વાર્તા કહી હતી! આને તો કંઈ આ છાપનારો અક્કલનો ઓથમીર લગે છે."

"ત્યારે!"

"ત્યારે શું? વાત જાણે એમ બનેલી કે.... એમ નહીં નહીં. ચાલ, અત્યારે જ બધું માંડીને કહું." અમે પાસેના ટેબલની આજુબાજુ ગોઠવાયા બિરોરાળીએ કહેવાની શરૂઆત કરી.

મારા દાદા [ એમનો આત્મા શાંતિથી સ્વર્ગમાં રહે! દેવલોકનાં સર્વશ્રેષ્ઠ ભોજન તે આરોગે!] વાત કહેવામાં એક્કો હતા. અજબ-ગજબની વાત સાંભળવી તો એમની જ! એ એક વાર શરૂઆત કરે પછી થઈ રહ્યું! તમને તો ઊઠવાનું મન જ ન થાય. લાગે; બસ, સાંભળ્યા જ કરીએ, સાંભળ્યા જ કરીએ! 'ને વાર્તાઓ પણ કેવી? આજના જેવી નહીં હોં! જાણે ત્રણ ત્રણ દિવસના ઉપવાસ જ ન હોય એવી અદાથી, દાદાજી વાર્તા ઉપાડે ત્યારે તો તમને ટોપી ઊઠાવી ઘરમાંથી ભાગવાનું જ મન થાય ત્યારે મારી બા પણ જીવતી હતી. મને યાદ છે, બહાર વરસાદના કરાની રમઝટ જામી હોય 'ને અમારી સાંકડી ઝૂંપડીના દરવાજા ઉપર એ કરા સંગીત વગાડતા હોય ત્યારે બા ચરખો લઈને બેસતી. એક પગ લાંબો રાખીને પારણું ઝુલાવતાં ઝૂલાવતાં ગણગણતી એ હાલરડું પણ મને હજુ સાંભરે છે.

તે દિવસ સાવ થાકેલો લાગતો હતો. અમારી ઝૂંપડીનો દીવો જાણે ક્રોધથી ડરતો હોય એમ ફફડતો હતો. અમારા ઘરડા દાદા છેલ્લાં પાંચ વર્ષોથી સગડી પાસે જ બેસતા ત્યાં અમે પણ કુંડાળું કરીને કંઈક સાંભળવાની આશાથી બેઠા હતા. ભાવારોજીવન અને પોલ લોકોની લડાઈની આશ્ચર્યકારક વાતો, પોલકોવાનાં સાહસો વગેરેમાં અમને એટલો રસ નહોતો જેટલો કેટલાક જૂના જમાનાનાં સાહસોમાં હતો. એ વાતો સાંભળીને અમારાં શરીર કરનાં માર્યાં ધ્રૂજવા લાગતાં અને માથાના વાળ

પણ ઊભા થઇ જતા કયારેક તો સાંજથી જ રાતે સાંભળવા મળનારી વાર્તાનો ડર અમારામાં પેસી જતો; પણ ખરેખર ! એ બધું કેટલું સરસ લાગતું ! અમારામાંથી કોઇકને કયારેક રાત્રે પથારીમાંથી ઊઠવું પડે તો તરત જ તેના મનમાં ભય ઉત્પન્ન થતો કે કોઇ પારલૌકિક વ્યક્તિ આવીને પોતાની પથારીમાં સૂઇ ગઇ હોય તો ! અને હું પણ હમેશાં પથારીના ઓશિકેથી મારું ઓઢવું લેવું હોય ત્યારે બને તેટલો દૂર ઊભો રહીને જ લેતો. પેલી બધી વાર્તાઓમાં આવતો શેતાન કયાંક દડાને દોરી વીંટળાય તેમ મને જ વીંટળાઈ જાય તો ? છતાં દાદાજીની એક વાત જોવા જેવી હતી તેઓ જિંદગીભર કયારેય ખોટું બોલ્યા નહોતા અને તેઓ જે કઇ કહેતા એમાં કયારેય ફેરફાર થતો નહીં

'ને આવા મારા દાદાએ એક દિવસ એક મઝાની વાર્તા અમને સંભળાવી ઘણા માણસો હોશિયાર હોય છે, દસ્તાવેજ બનાવવાનું તથા સરકારી કાગળિયા વાંચવાનું એ જાણતા હોય છે, પણ તમે એમના હાથમા ધાર્મિક પ્રાર્થનાનું પુસ્તક આપીને પ્રાર્થના વાંચવાનું કહો તો જાણે કાળો અક્ષર ભેંશ બરાબર હોય એવો દેખાવ કરશે અને ઉપરથી તમારી મશ્કરી પણ કરશે અવા માણસોમાં કોઇક ટો ભૂત-પ્રેતમાં પણ માનતા નથી ને ! અરે, ભગવાનનો પાડ છે કે હું દુનિયામાં ઘણા વર્ષોથી જીવું છું તેથી મેં એવા ઘણાય નાસ્તિકો જોયા છે કોઇના સોગંદ ખાતી વખતે કે પછી કશાકની કબુલાત આપતી વખતે આ લોકો ખોટુ બોલવામા જરાયે અચકાશે નહીં ઝીંકણી લેતી વખતે તમે કે હુ જેટલી સહેલાઈથી ખોટુ બોલી શકીએ તેટલી જ સરળતાથી પેલા પણ ખોટુ બોલે છે. પણ એકાદ વાર એમને કોઇ એવુ સ્વપ્નું આવ્યુ કે પછી જાઇ લો મઝા ! શુ થયુ હતું એ માટે એક અક્ષર પણ તમને નહીં જણાવે એટલે જ કહુ છુ ને કે એવાની વાત કરવામાં સાર નહીં

ઘણાં વર્ષો થયાં એ વાતને, ત્યારે આપણા આ ગામડાની કોઇને ખબર પણ ન હતી. આ જગ્યાએ થોડાં ખેતરો પથરાયાં હતાં 'ને એમા કયાંક રડયાંખડયાં ગાર કર્યા વિનાનાં નાનકડાં ઝુંપડાઓ કઢંગી હાલતમાં ઊભાં હતાં. ઢોરોને કે વાહનોને ઉપયોગમાં આવે એવી એક પણ જગ્યા આજુબાજુમાં ન હતી બધા પૈસાદારો ઝુંપડાંમાં જ રહેતા; તો પછી

મારા-તમાશા જોવાની વાત જ શી કરવી ? બિચારાં જમીનમાં ખાડા ખોદીને રહેતા, એ જ એમની કેમીન. ખાડામાંથી બહાર આવતો ધુમાડો જોઈને જ તમે કલ્પના કરી શકો કે દયાળુ ઈશ્વરે બનાવેલાં માનવ નામનાં પ્રાણીઓ અહીં રહે છે. વળી ગરીબાઈ એ એક જ કારણ તેમને આમ રહેવા ફરજ પાડતું એવું કંઈ નહોતું. એમાંના લગભગ બધા લેકો ધાડપાડુ કૉઝેક હતા. પરદેશીઓને લૂંટવાનો એમનો ધંધો સારો ચાલતો. તેથી લાકડાનાં પાકાં મકાન બાંધવાં એ નકામું હતું. ક્રિમીઅન શું, પોલ શું કે પછી લિથ્યુનિયન્સ શું—બધાને ધાડ પાડવામાં જ રસ હતો. વળી એ પણ બનવાજોગ હતું કે તેમના જ ભાઈઓ આવીને તેમને સતાવે અને લૂંટી જાય. એમાં નવાઈની વાત શું ?

આ વસ્તીમાં એક માણસ—તમને એ માણસની ખાલ ઓઢીને ફરતો શેતાન જ લાગે—અવારનવાર ભમતો દેખાતો. તે ક્યારે આવતો, ક્યારે જતો ને શું કામ આવતો એ બધી વાત કોઈ જાણતું નહીં. આવીને તે ત્યાં રખડતો કે પછી દારૂ પીતો અને જોતજોતામાં પોતાના અસ્તિત્વની એક પણ નિશાની છોડયા વગર હવામાં ઓગળી જતો. પછી જાણે હવામાંથી જ ટપકી પડયો હોય એવી રીતે ડિકાન્કાથી થોડે દૂર આવેલી શેરીઓમાં રખડતો. એ શેરીઓના કેડા પણ હવે દેખાતા નથી. એ માણસ બધા કૉઝેકોને ભેગા કરતો અને પછી ગીતોની રમઝટ બોલતી, હાસ્યનાં મોજાં ઊછળતાં અને પૈસાની રેલમછેલ થતી. વોડકા* તો પાણીની માફક વહેતો. રૂપાળી છોકરીઓ સાથે પણ પેલો વાતો કરતો, અને તેમને માથાનાં ફૂમતાં, કાનમાં પહેરવાની કડીઓ, મોતીની માળાઓ અને એવું એવું તો ઘણુંય આપતો. એમાંથી કેટલીક ચીજોના ઉપયોગની પણ બિચારી છોકરીઓને જાણ નહોતી. તે તો બધી આવી ચીજોનો સ્વીકાર કરતાં અચકાતી. ભગવાન જાણે, કેવા કેવા અનાચારી હાથોનો સ્પર્શ આ ચીજોને થતો હશે !

એ વખતે મારા દાદાનાં કાકી એક વીશી જેવું ચલાવતાં. બેઝાવ્રીક [ પેલો શેતાન રતો ! ] ત્યાં અવાર-નવાર આવતો અને શરાબ ઢીંચતો.

* વોડકા એ રશિયાનું આકરું મદ્ય છે.

દાદાજીનાં કાકીને પણ ભેટ-સોગાદ આપવાનો પ્રયાસ તે કરતો. પણ કાકીનું કહેવું હતું કે દુનિયાની કોઇ પણ શક્તિ તેમને એ સ્વીકારવાનું પ્રેરી શકે એમ નહોતી. છતાં ના પણ કેમ પાડવી, એ પ્રશ્ન હતો. બધાં બેઝાબીકથી ડરતા. જ્યારે તેની ભમરો તણાઇ જતી 'ને તેની નજરમાં તલવારની તીખાશ આવી જતી ત્યારે તો તમને એમ જ લાગે કે જાણે તમારો આત્મા ઘલાડમાં ખોવાઇ ગયો હોય, તમારી આજુબાજુ કંઇ ન હોય, હોય માત્ર પોલાણ—ભગવાન જાણે એ બધું શું હતું! અને તમે જો એની આપેલી ચીજ લ્યો તો થઇ રહ્યું! તે જ દિવસે રાત્રે માથા પર શિંગડાં હોય એવા રાક્ષસોની ભૂતાવળ જામતી. એની આપેલી માળા તમારા ગળામાં હોય તો તમારી ગરદન જાણે કે મરડાતી હોય એવું તમને લાગવાનું; તમારા હાથમાં એની વીંટી હોય તો આંગળીઓને કોઇ કાતરી ખાવાનું; માથામાં રીબન હોય તો તમારા વાળ પકડીને તમને કોઇ ઘસડી જવાનું. આવી ભેટ-સોગાત લેનારની ઇશ્વર રક્ષા કરે! પણ આ તો એક મુશ્કેલી હતી. એમાંથી મુક્ત થવું અશક્ય હતું. જો તમે પેલી વીંટી કે હાર પાણીમાં ફેંકી દો તો એ સપાટી પર જ દેખાશે અને પાછાં આવીને તમને વળગશે

ત્યારે આપણા ગામમાં એક દેવળ હતું—ઘણું ખરું સેન્ટ પેન્ટેલીનું જ હતું એ. ત્યાંના ધર્મગુરુ ફાધર એથાન્સી ઘણા પવિત્ર હૃદયના હતા. ઇસ્ટરના દિવસે પણ બેઝાબીક દેવળમાં આવતો નથી, એ જોઇને તેમણે તેને ઠપકો આપવાનું અને શિખામણ આપવાનું નક્કી કર્યું. પણ શું કહું, બિચારા માંડ માંડ જીવથી જતા બચ્યા. પેલાએ તો ઉપરથી સંભળાવ્યું, "ખબરદાર, હવે ફરી આવ્યો તો! જોયો મોટો ધર્મગુરુ એ તે! જો, તારે કુટયા*ના ઉકળતા કુંડમાં ફેંકાવાથી બચવું હોય તો હવે પછી બીજાના કામમાં માથું મારવા કરતા તારું પોતાનું સંભાળીને બેસજે!"

બિચારા ફાધર એથાન્સી! વીલે મોઢે પાછા ફર્યા. પછી એમણે પોતાના સંતોષ ખાતર એક જાહેરનામું બહાર પાડયું કે જે કોઇ વ્યક્તિ બેઝાબીકની સાથે વ્યવહાર રાખશે તેને જીસસનો વિરોધી અને અમાનુષ-પ્રાણી ગણવામાં આવશે

* ચોખાના કે ઘઉંના લોટમાં મધ મેળવીને બનાવેલું પવિત્ર પીણું.

ગામમાં ફૉર્ઝ નામનો એક ફૌઝેક ત્યારે રહેતો હતો. તેણે પીટર નામના માણસને સાથી તરીકે રાખેલો. આ પીટરને મા-બાપ ન હોવાથી સૌ તેને 'અનાથ પીટર' કહેતા. દેવળના વૃદ્ધો કહેતા કે એનાં મા-બાપ એ બે વર્ષનો હતો ત્યારે જ કૅાલિફોર્નિયામાં અપઘાતને મરી ગયાં હતાં પણ મારા દાદાનાં કાકી પોતાની બધી શક્તિથી આ વાતનો ઇન્કાર કરતાં તે માનતાં કે પીટરનાં માતા-પિતા ચોક્કસ જીવતાં છે. તે કહેતાં કે તેના પિતા જેરૂસાલેમમાં હતો ત્યારે ટુર્ક લોકોએ એને કેદી તરીકે રાખ્યો હતો, ભગવાન જાણે એના પર શું શું વીત્યું નહીં હોય! છતાં કહે છે કે આ કેદમાંથી કોને ખબર કેવી રીતે તે ભાગ્યો. ગામના યુવાનો અને યુવતીઓ પણ હમેશાં કહેતાં કે જો પીટર પાસે લલ કિનારીનો ડગલો હોત, પેટાના ચામડાની કાળી ટોપી હોત, એણે એક ટુર્કી તલવાર બાંધી હોત અને એક હાથમાં કાળા ચામડાનો ચાબુક તથા બીજામાં એકાદ નાજુક દેખાવની ચૂંગી રાખી હોત તો એ બધા યુવાનોને આંટી મારી દે એટલો પ્રભાવશાળી દેખાત. પણ બધા જાણતા હતા કે બિચારા પાસે એક જ રડયો ખડયો ભૂખરા રંગનો કોટ હતો અને તેમાં પણ કોઇ યહુદીના ખીસ્સામાં જેટલાં નાણાં ન હોય તેટલાં કાણાં પડયાં હતાં પણ વિશેષ દુઃખની વાત તો એ હતી કે પીટરના માલિક ફૉર્ઝને એક પુત્રી હતી તમે ભાગ્યે જ એટલી સુંદર છોકરી જોઇ હશે—મારા દાદાનાં કાકી એમ કહેતાં [અને તમે જાણો છો કે બીજી સ્ત્રીને સુંદર કહેવા કરતાં કોઇ શેતાનને ચુંબન આપવું સ્ત્રી સ્વીકારશે.] આ ફૌઝેક કન્યાના ગાલ અરીસાના પીળા છોડ જેવા પુષ્ટ અને તાજા હતા, સવારમાં એ બહાર નીકળતી ત્યારે ઝાકળમાં ધોવાયેલી એના ગાલોની પાંખડીઓ ઊઘડતી અને ઊગતા સૂર્યની સાથે છેડતી કરતી; ધનુષ્યની પણછ જેવી કાળી કાળી ભમ્મરો તેની આંખો પર કાળા રેશમના દોરાઓ જેવી લાગતી, મૉસ્કોના ફેરિયાઓ પાસેથી આજની છોકરીઓ એવા દોરા તેમના ક્રૉસ માટે નહીં તો ડયુકેટ માટે ખરીદે છે; તેના કેસૂડાનાં ફૂલો જેવા નાનકડા હોઠ જોઇને રખડતા જુવાનો હવાઇ ચૂમનો છોડતા, તેના વાળ કાગડાની પાંખ જેવા કાળા અને ફ્લેક્સનાં પીછાં જેવા સુંવાળા હતા; તેમને ગૂંચળાં વળાને તેના ખભા પર પડેલાં જોવાં એ એક લહાવો હતો, કારણ કે ત્યારની છોકરીઓ વાળને રીબનથી બાંધવા ખાસ ટેવાયેલી નહોતી. તેના ભૂખરા રંગના જૂના

થાકથી હું અકળાયો હોવા છતાં અને પાસે બેઠેલી ઘરડી ડોકરી કાંગાની જેમ ખુંચતી હોવા છતાં જો મેં ફ્રાઝની દીકરીનું ચુંબન ન લીધું હોત તો મને લાગે છે કે ભજન-મંડળીમાં ઇશ્વરનું સુંદર રીતે ભજન કરવાની આવડત મારામાં ક્યારેય આવી ન હોત! જુવાન હૈયાં પાસે પાસે રહેતાં હોય ત્યારે શું બને છે એનો અનુભવ તમને છે ને? સાંજના જે સંકેતસ્થાને પીડોરકા પોતાના પીટરને મળતી ત્યાં રોજ રાતા જોડાનાં તળિયાં જોવાં મળતાં. પણ આ બાબતની કોઇ પણ શંકા ફ્રાઝને આવી નહોતી. પણ તે દિવસે સાંજે પીટરે પોતાની પ્રેયસીના ગુલાબી ઓષ્ઠોને ચૂમવા આવેશમાં તેને પાસે ખેંચી અને બંનેના હોઠ મળ્યા ન મળ્યા ત્યાં જ—આની પાછળ પેલા શેતાનની જ પ્રેરણા હોવી જોઇએ;—પવિત્ર ક્રૉસ એ કૂતરાને સ્પર્શે!—ભૂખરી દાઢીવાળા મૂર્ખ ફ્રાઝને ઝૂંપડીનું દ્વાર ખોલવાનું સૂઝયું. પીટર અને પીડોરકાની આંખો બંધ હતી અને તેઓ કોઇક સ્વપ્નામાં વિહરતાં હતાં. ફ્રાઝ આ જોઇને સ્તબ્ધ થઇ ગયો. તેનું ચેતન હરાઇ ગયું અને તેણે બારણાનો ટેકો લીધો. બિચારાં પ્રેમીઓ!

થોડી વારે તે સ્વસ્થ થયો અને તેનો ગુસ્સો હદની બહાર થઇ ગયો. તેણે દિવાલ પરથી જુનો શિકારી ચાબુક ખેંચ્યો અને તે પીટર તરફ ધસ્યો. ત્યાં જ પિડોરકાનો ૬ વર્ષનો ભાઇ ઇવાસ ક્યાંકથી દોડતો આવીને પિતાને પોતાના નાનકડા હાથે વળગ્યો અને "બાપુ, બાપુ! પીટરને મારો નહીં" એવા કાલાવાલા કરવા લાગ્યો. આખરે પિતાનું હૈયું પિગળ્યું. તેણે ચાબૂક નાખી દીધો અને પીટરને ઘર બહાર કાઢીને તે બોલ્યો, "ખબરદાર, હવે જો ફરીથી અહીં પગ મૂક્યો છે કે બારીમાંથી પણ ડોકિયું કર્યું છે તો તારી જીવતી ખાલ ન ઉતારૂં તો હું ટૅરન્ટી કૅર્ઝ નહીં. નીકળ અહીંથી!" સાથોસાથ એણે પીટરની ગરદન ઉપર એવો તો મૂક્કો લગાવ્યો કે પીટરની આંખે અંધારાં આવી ગયાં. તે ગડથોલું ખાઇ ગયો.

બિચારાં આપણાં પ્રેમીપંખીડાંઓ! તેમનાં ચુંબનોનો આવો કરુણ અંત આવ્યો અને તે વિપત્તિમાં આવી પડ્યાં. સાથોસાથ ગામમાં એક અફવા પણ વહેતી થઇ કે પોલ નામનો કોઇ જુવાન ઘોરખોદિયા હારાસ સાથે દેવળમાં આવે જાય છે. એનાં કપડાં સોનેરી ભરત ભરેલાં છે, એની મૂછો મૅારકોની છેલ્લી ફેશન મુજબ કપાયેલી છે, એના ખીસ્સામાં

જાણે પંટડીઓ રણકતી હોય એમ સોનારૂપેરી ઘૂઘરીઓ રણકતી હોય છે અને કમરે લીસા ચામડાના પટામાં બાંધેલો છરો લટકતો હોય છે. આ માણસ હવે અવારનવાર ફોર્ઝના ઘરે પણ જતો થયો છે. એ તો જાણીતી વાત છે કે જેને કાળા નેણોવાળી પુત્રી હોય એવા પિતાને ત્યાં આવનારા મુસાફરીઓ ક્યા ઉદ્દેશથી આવે છે!

અંતે એક દિવસ પિડોરકા ધ્રુસકે ધ્રુસકે રડી પડી અને તેણે ભાઈ ઇવાસને કહ્યું, "ઇવાસ, મારા વહાલા ભાઈ! ધનુષ્યમાંથી બાણ છૂટે એમ તું એકદમ પીટર પાસે જા અને બધી વાતથી તેને વાકેફ કર. મેં તેની ભૂખરી આંખોને વહાલ કર્યું હોત, તેના સુંદર મુખને ચૂમ્યું હોત; પણ શું કરું, મારાં પુણ્ય પરવારી ગયાં! તેની યાદમાં મેં મારા રૂમાલો ઉકળતા આંસુઓથી ભીંજવ્યા છે હું અત્યંત ગમગીન અને દુઃખી છું. મારા પોતાના જ પિતા મારા દુશ્મન બન્યા છે. જેને હું કદીય ચાહતી નહોતી એવા પોલને હું કદાપિ નહીં પરણું. પ્રિય ભાઈ! તું પીટરને કહેજે કે અહીંઆ સૌ લગ્નની તૈયારીઓ કરે છે અમારાં લગ્ન થશે; પણ તે વખતે સંગીત વહેતું નહીં હોય. ત્યારે શરણાઈઓ અને ઢોલ વાગવાને બદલે ધર્મગુરુઓ ગાતા હશે. મારા વરની સાથે હું નાચી નહીં શકું કારણ બધા મને બહાર કાઢી જતા હશે. પછી ભેખડનું અંધારું જંગમ મારું નિવાસસ્થાન બનશે અને ત્યાં છાપરા પર ચીમનીના બદલે ક્રોસ ઊભો હશે."

જ્યારે એ ગમરુ બાળકે પીટરને પિડોરકાના શબ્દો સંભળાવ્યા ત્યારે એ સ્તબ્ધ ઊભો રહ્યો. એણે કહ્યું, "ખરેખર હું સાવ નકામો માણસ છું. હું વિચારતો હતો કે તુર્કસ્થાન અને ક્રિમિયા જઈને હું સોનું લાવીશ અને મારી પ્રિયાને જીતીશ. પણ ના, હવે એમ નહીં થઈ શકે! અશુભ આંખોની નજર અમને લાગી છે. વહાલી પિડોરકા! હવે મારાં પણ લગ્ન થશે. લગ્નમાં ધર્મગુરુને બદલે કાળો કાગડો મારા માટે ગીતો ગાશે. ઉઘાડી જમીન ઉપર હું નિવાસ કરીશ અને આકાશનું વાદળું મને છાયો આપશે મારી ભૂખરી આંખો ગરૂડ પક્ષી ઘણા આનંદથી ખાશે અને મારા કોઈક હાડને વર્ષાનાં નીર પ્રેમથી નવરાવશે. પવનના વંટોળિયા મને હાલરડાં ગાશે અને સુકાયેલાં

પાંદડાની પથારી ઉપર હું સુઇશ. આ વિશાળ દુનિયામાં મારી હસ્તી શું? અને મારે શેની ફરિયાદ કરવી? દયાળુ પરમાત્માએ જ આવું ધાર્યું છે. આપણે નહીં મળીએ તો આ જ થવાનું છે."

આટલું કહીને પીટર સીધો વીશી તરફ વળ્યો. સવારના પહોરમાં જ્યારે સૌ દેવળમાં જતા હોય ત્યારે પીટરને વીશી તરફ આવતો જોઇને માગ દાદાજીનાં કાકીને નવાઇ લાગી. પછી તો તેણે જ્યારે ગૅલન જેટલો દારૂ માગ્યો ત્યારે તો પોતે સ્વપ્નમાં તો નથીને એવો ભ્રમ પણ એમને થયો. બિચારો પીટર! પોતાની વેદનાને શરાબમાં ડુબાડી દેવાનો વૃથા પ્રયાસ કરતો હતો. વોડકાએ એની દશા બગાડી નાખી. ગળામાં જાણે અસંખ્ય જળો ચોંટી ગઇ હોય એવી વેદના એને થવા લાગી અને એણે વોડકાનો કૂંજો ફેંકી દીધો. ત્યારે જ તેની પીઠ પાછળથી ઘોઘરો અવાજ આવ્યો, "તેં ઘણું સહન કર્યું."

પીટરે પાછળ ફરીને જોયું, ત્યાં બેઝાબીક ઊભો હતો. પોતાનો ડરામણો ચહેરો લઇને, શાહુડીનાં પીછાં જેવા તેના વાળ અને આખલા જેવી તેની આંખો વિચિત્ર દેખાતી હતી. તેણે આગળ કહ્યું, "મને ખબર છે, તારામાં એક જ ખામી છે." એમ કહીને તેણે પોતાના કમરબંધમાંથી નાણાંની થેલી કાઢીને ખખડાવી અને પછી ખડખડાટ હસી પડયો. પીટર કુદી ઊઠયો. "હા, હા, હા! કેટલો મધુર રણકાર છે!" બેઝાબીકે થેલી-માંથી થોડા સીક્કા બહાર કાઢયા. "હા, હા, હા! જો, કેટલા ચમકદાર છે!" અને આ ચમકદારના બદલામાં મારે એક જ ચીજ જોઇએ છે. "ઓહ, તમે છો?" પીટરે હવે જીભ હલાવી. તેણે કહ્યું, "મને એ આપો, બદલામાં ગમે તે કરવા હું તૈયાર છું."

તેમણે હાથ મિલાવ્યા, બેઝાબીકે કહ્યું, "હજુય કંઇ બગડ્યું નથી, પીટર! આવતી કાલની સાંજ સંત જહોન બેપ્ટીસ્ટની સાંજ છે. આખા વર્ષમાં ફક્ત કાલે રાત્રે જ ફર્નનાં ફૂલ ખીલશે. કાલે રાત્રે તું બેઅરના નાળા પર આવજે. હું ત્યાં તારી રાહ જોઇશ.

હું નથી ધારતો કે જેટલી ઉત્સુકતાથી પીટર તે દિવસે સ્હાંજ પડવાની રાહ જોતો હતો, એટલી ઉત્સુકતાથી મરઘીનાં બચ્ચાં પણ ચણના દાણા નાંખવા

આવતી માલફણની પણ રાહ જોતાં હોય ! વૃક્ષોના લાંબા થતા જતા પડછાયા તરફ તે જોતો રહ્યો. પશ્ચિમ ક્ષિતિજ તરફ ઢળતા સૂર્યને વધુ ને વધુ લાલ થતો તેણે જોયો, અને જેમ જેમ સાંજ પડવા લાગી તેમ તેમ તેની અધીરાઇ વધતી ગઇ. તેને લાગ્યું કે જાણે એક યુગ વહી ગયો ! અંતે ભગવાનની દયાથી સાંજ પડી તો ખરી. આકાશ ફક્ત એકજ બાજુ રાતું રહ્યું હતું. અંધારું ધીરે ધીરે છવાતું હતું. ખેતરોમાં ટાઢ વ્યાપી ગઇ અને પછી તો અંધારું પણ વ્યાપી ગયું. હાશ! ચાલો હવે! હૈયાને કઠણ કરીને પીટર ચાલી નીકળ્યો અને સાવચેતીથી પગ ઊપાડતો ગાઢા જંગલમાં આવેલા બેઅરના નાળા પાસે આવી પહોંચ્યો. બેઝાવીક ત્યાં તેની રાહ જોતો હતો.

પછી બંને જણા આગળ વધ્યા. પોતાનો હાથ પણ ન કળાય એવી ઘોર રાત્રી હતી. બેઝાવીક પીટરનો હાથ પકડી તેને દોરતો હતો. ખાડા ટેકરા અને કાંટાવાળા છોડોથી ભરાયેલા એ જંગલમાં અથડાતા કુટાતા તેઓ અંતે એક ઉઘાડી જગ્યામાં દાખલ થયા પીટરે આ સ્થાન ત્યાર પહેલાં કયારેય જોયું નહોતું.

બેઝાવીક ત્યાં અટકયો અને એણે પીટરને કહ્યું. 'જો સામે પેલી ત્રણ ટેકરીઓ દેખાય છે ને ! ત્યાં અસખ્ય પ્રકારનાં પુષ્પો ખીલ્યાં હશે એમાંથી ફર્નનાં હોય એટલા જઇને ચૂંટી લે. તને કોઇ માયાવી શક્તિ અટકાવવાનો પ્રયાસ કરે તો પણ ધ્યાન આપનો નહીં. તારી આજુબાજુ કે પાછળ કાંઇ ભયાનક અવાજો થાય તો પણ સાંભળતો નહી. જા !'

આટલું કહીને બેઝાવીક અદ્રશ્ય થઇ ગયો, પીટરને તો એમજ લાગ્યું. તે પેલી ત્રણ ટેકરીઓ તરફ આગળ વધ્યો ત્યાં જઇને તેણે ફર્નનાં ફુલ શોધવાનો પ્રયાસ કર્યો. પણ ત્યાં કંઇ ન હતું ત્યાં તો ઘાસની ચાદરે બધું જ પોતામાં સંતાડી દીધુ હતું. એટલામાં આકાશમાં વિજળી ચમકી અને તેના પ્રકાશમાં તેણે ઘાસની ચાદરને ફુલોની ચાદરમાં પલટાતી જોઇ. બધાંય ફુલો સુંદર હતાં તે અજ્ઞાત પણ હતાં અને બધાની વચમાં ફર્નનાં પુષ્પો મરકતાં હતાં. પીટરને પોતે સ્વપ્નમા હોય એમ લાગ્યું અને દિગ્મૂઢ

થઈને એ વિચારવા લાગ્યો. તેને થયું 'આ બધું સ્વપ્નું છે. બધું આભાસી છે. કોઈ શૈતાને મારી મશ્કરી કરવા ખાતર આ જાદુ કર્યું લાગે છે.'

ત્યાં એક અજાયબી તેણે જોઈ. પેલી ફર્નની કળી જીવંત બની હોય એમ હાલી અને જોત જોતામાં રાતા રંગની થઈ. પછી તે ધીમે ધીમે મોટી થવા લાગી અને સળગતા અંગારાની જેમ પીટરની આંખો સામે તેનું ફુલ બની ગયું. આકાશના તારાઓ ખરી પડયા અને કયાંક કોઈ ચીજ ચીસ પાડીને ફુટી ગઈ.

'બસ! હવેજ વખત છે' એમ માનીને પીટરે પોતાનો હાથ લાંબો કર્યો. તેણે જોયું કે તેની પીઠ પાછળથી હજારો હાથ પેલા ફૂલ તરફ આગળ વધતા હતા. તેણે એકદમ તરાપ મારી અને ફૂલ તેના હાથમાં આવી ગયું.

દુનિયામાં અખંડ શાન્તિ પથરાઈ ગઈ.

બેઝાબ્રીક સાવ ધોળો પૂણી જેવો થઈને પાસેના એક થડિયા પર મડદાની જેમ બેઠો હતો. માત્ર તેની આંખો જીવતી હતી અને તેમાં કોઈ વિચિત્ર પ્રકારનું તેજ ચમકતું હતું. તેનું મોઢું સહેજ ખોલેલું હતું. છતાં તે કંઇ બોલતો નહોતો. દુનિયામાં જાણે શૈતાનનો ત્રાસ ફેલાયો હોય એમ પીટરને લાગ્યું. ત્યાં તો એક તીણી ચીસ જેવી સીસોટી હવાને ચીરતી આવી. પીટરનાં રૂવાંડાં ઊભાં થઈ ગયાં. તેને લાગ્યું કે ઘાસ કાનગપુસિયાં કરે છે. રૂપાની ઘંટડીઓના મીઠા રણકાર જેવા અવાજે ફૂલ વાતો કરે છે અને આખું જંગલ હસી રહ્યું છે. બેઝાબ્રોકનો ચેહેરો હવે ખીલ્યો અને તેની આંખો ચમકી ઊઠી. પછી તે ગણગણ્યો, "ડાકણ આવી ગઈ છે. સાંભળ પીટર, હવે એકાદ ક્ષણમાં જ આસુરી શક્તિ અહીંઆ પ્રકટ થશે. એ જેમ કહે તેમ તારે કરવાનું છે. નહીં તો તું હતો ન હતો થઈ જઈશ."

આટલું કહીને તે ઊઠ્યો અને તેણે પોતાની ગઠિયાવાળી લાકડીથી સામેના કાંટાળા છોડ દૂર કર્યા. જોત જોતામાં ત્યાં એક ખોરડું ઊભું થઈ ગયું. બેઝાબ્રીકે તેની ભીંત ઉપર હાથ પછાડ્યો, તરતજ એક મોટો કાળો કૂતરો સિત્કાર કરતો આવ્યો અને એકદમ બિલાડીના રૂપમાં ફેરવાઇને તેણે તેમની આંખો સામે તરાપ મારી.

સારા માણસોના કાન બંધ કરી દે તેવી રીતે ચણ્ડો બોલતાં એઝાવીકે કહ્યું, બસ! ગુસ્સે ન થા તું ઘરડા સેતાન, ઘણું થયું! પેલી બિલાડીના સ્થાને હવે એક ડોસી દેખાવા લાગી. તે કમરમાંથી વાંકી વળી ગઈ હતી અને શેકેલા સક્કરજન જેવી કરચલીઓ તેના આખા શરીર પર પથરાઈ હતી. તેની હડપચી અને નાક સુડીના બે હાથા જેવાં લાગતાં હતાં.

“જાદુગર મઝાનો છે!” પીટરને થયું. અને તેના પગથી માથા સુધી એક ધ્રુજારી તેનામાં વ્યાપી ગઈ. પેલી ડાકણે તેના હાથમાંનું ફર્નનું ફુલ આંચકી લીધું અને ક્યાંકથી પાણી પેદા કરીને તેને છાંટવા લાગી. સાથો-સાથ મોઢેથી કંઈક ગણગણાટ પણ થતો હતો. તેટલામાં તેના મોઢામાંથી તીખારા ઝર્યા અને હોઠે ફીણ વળ્યાં.

ફુલ પીટરને પાછું આપીને ડાકણે કહ્યું. “લે, આનો ઘા કર.”

પીટરે તેમ કર્યું. પણ ફુલ જમીન ઉપર એકદમ પડવાને બદલે અંધા-રામાં ચમકવા લાગ્યું અને જાણે હવામાં તરતી હોડી ન હોય એમ દૂર જઈને પડ્યું. એ તરફ આંગળી બતાવી ડાકણે ઈશારો કર્યો. એઝાવીક પીટરને ત્યાં લઈ ગયો અને એક પાવડો તેના હાથમાં આપીને બોલ્યો, “પીટર, અહીં ખોદ! તેં અને કોઈએ સ્વપ્નામાં પણ ન કલ્પ્યું હોય એટલું સોનું તને મળશે.”

પીટરે હાથ મસળ્યા અને તેણે પાવડો ઉપાડીને ખોદવાની શરૂઆત કરી. ચાર પાંચ ઘા કર્યા ત્યાં પાવડો કોઈક કઠણ ચીજ સાથે અથડાયો. એ એક લોખંડની મજબુત પેટી હતી. પણ પીટરે જેમ જેમ એને બહાર કાઢવા પ્રયત્ન કર્યો તેમ તેમ એ તો જમીનમાં વધુ ને વધુ દટાવા લાગી. એ જોઈને ડાકણ સાપના સુસવાટા જેવું હસી. ‘નહીં, એમ તને એ નહીં મળે એ માનવ-ભોગ માગે છે.” એણે કહ્યું અને ચાદરથી ઢાંકેલા એક નાના બાળકને તેણે સામે ધર્યો

પીટર સ્તબ્ધ થઈ ગયો. માનવવધ કરવાનો ને તે પણ કોઈના લાડકવાયા અમર બાળકનો. એ જોઈને તેને ઝાળ લાગી ગઈ. તેણે પેલી

ચાદર ફાડી નાખી અને જુએ છે તો ત્યાં ઇન્તાસ ઉભો હતો. ગાંડા માણસની જેમ પીટર પેલી ડાકણ તરફ ધસ્યો.

ત્યાંજ બેઝાવીક ગર્જ્યો, "પીટર, ખબરદાર! પેલી છોકરી માટે આપેલું વચન તું ભૂલી ગયો!"

પીટર અચકાઇને ઉભો રહ્યો. એટલે પેલી ડાકણે જમણો પગ જમીન ઉપર પછાડયો. આસમાની રંગની એક જ્યોત પૃથ્વીમાંથી પ્રકટી અને આખી સૃષ્ટિ જાણે કે કાચની બનેલી હોય એમ પારદર્શક બની ગઇ. હાથની હથેળી ઉપર હોય એમ પૃથ્વીના પેટાળની દરેક ચીજ સ્પષ્ટ દેખાવા લાગી પીટરે પેલી પેટી તરફ જોયું. કિમતી હીરામોતી અને સોનાની પારોથી એ છલકાતી હતી. તેની આંખો ચમકી ઊઠી, મગજ ચકરાવે ચઢયું ... ગાંડા માણસનું ઝનુન તેનામાં ઊભરાયું. દાંત કચકચાવીને તેણે છરીનો ઘા કર્યો અને તેની આંખોમાં નિર્દોષ લોહીનાં છાંટણાં ઊડ્યાં. ચારે દિશાએએ શેતાની હાસ્ય કર્યું. બીહામણા રાક્ષસોનાં ટોળાં ત્યાંથી પસાર થવા લાગ્યાં. પેલી ડાકણે માથા વિનાનું ધડ કમકમાટી પકડ્યું અને અને ચસચસ લોહી પીવાની શરૂઆત કરી

પોતાની બધી શક્તિઓ એકઠી કરી પીટર ત્યાંથી નાસી છૂટ્યો. તેને બધી વસ્તુઓ લોહીથી ખરડાયેલી લાગવા લાગી. વનરાજીએ જાણે લોહીનાં ન્હાવણ કર્યાં હતાં, વૃક્ષો ચીસો પાડતાં હતાં, તેમનાં શરીર બળતાં હતાં, આકાશમાં પણ આગ લાગી હતી. તે પોતાની ઝૂંપડી તરફ દોડ્યો અને ત્યાં જઇને કપાયેલા વૃક્ષની જેમ ધરતી પર ઢળી પડ્યો. તેની આંખો ઘેનથી બળતી હતી.

બબ્બે દિવસ અને રાત્રીઓ પસાર થઇ ત્યાં સુધી પીટર ઊંઘતો જ રહ્યો. ત્રીજા દિવસે એ જાગ્યો, પથારીમાં પડ્યા પડ્યા એણે ઝૂંપડીમાં ચારે બાજુએ નજર કરી. શું બન્યુ એ યાદ કરવા એણે ઘણી મથામણ કરી. પરંતુ કોઇ કંજુસની કોથળીમાંથી તમે જેમ એક કોપેક (રશિયન નાણું) પણ ન મેળવી શકો તેમ પીટર પણ કંઇ મેળવી શક્યો નહીં. તેણે પડખું ફેરવ્યું 'ને ત્યાંજ તેના પગ કશાકની સાથે અથડાયા. તેણે જોયું તો સોનાની પાટો અને હીરા-ઝવેરાતવાળી બે કોથળીઓ દેખાઈ, ત્યારે તેને

કંઇક આછું આછું યાદ આવ્યું કે પોતે કોઈ ખજાનાની શોધમાં હતો અને જંગલમાં કોઇએ પોતાને ભટકાવ્યો હતો. ગર્યા ખજાનો અહીં કેવી રીતે આવ્યો તે તો કેમેય કર્યા ન સાંભર્યું.

કોઝે કોથળીઓ જોઇને ઢીલો પડી ગયો તેને થયું 'પીટર કેવો મઝાનો છે! મને તે કેટલા સ્નેહથી ચાહે છે! ખરેખર મારે મન તે પુત્ર સમાન છે.' ડોસાને તો પીટરનું ઘેલુંજ લાગ્યું. પેડોરકાએ પીટરને કહ્યું કે ઘવાસને જીપ્સીઓ ઉપાડી ગયા છે. પણ પીટરને ઘવાસ કોણ એજ યાદ ન આવ્યું. પેલા બેઝાવીકેજ કંઇક જાદુ કરેલું.

પછી તો ઢીલ કરવાનું કોઇ કારણ નહોતું. પોલને પાણીચું આપવામાં આવ્યું અને કોઝે પીટરને પોતાના જમાઈ તરીકે જાહેર કર્યો. લગ્નની તૈયારીઓ થવા લાગી. રોલ્સ શેકાવા લાગ્યા, રૂમાલો અને ચાદરો પર ભરત ભરાવા લાગ્યાં. લગ્નનો દિવસ આવી પહોંચ્યો. યુવકો રમત કરતા ગોઠવાયા અને પછી લગ્નનો કેક કાપવામાં આવ્યો. ગીટારના અને પિયાનોના સ્વરો વહેતા થયા, વાયોલીન અને કલેરિયોનેટે તેમને સાથ આપ્યો. ઉત્સવની છોળમાં નાનકડું ગામ તરબોળ થઇ ગયું.

જુના સમયનાં લગ્ન આજનાં જેવાં નહોતાં. મારા દાદાનાં કાકી કહેતાં કે ત્યારની યુવતિયો લગ્ન પ્રસંગે પીળી, ભૂરી કે પછી આછા પીળા રંગની રિબનોથી કેશને શણગારતી, પાતળા દોરાથી બ્લાઉઝને અને રાતા રેશમથી ચણિયાને ભરતી, નાજુક રૂપેરી પુષ્પો તેમના વાળમાં ગૂંથાતાં અને પછી લોખંડની ઊંચી એડીઓવાળા મોરોક્કો ફેશનના મેન્ડલ પહેરીને એ ગોરલીઓ નૃત્યમાં હંસની જેમ તરતી. અને યુવકો! વહાણ જેવા આકારની ટોપીઓ પહેરતા, તેમના ડગલા ઉપરનું ભરત સોનેરી દોરાથી ભરાતું, રાતી કિનારવાળા અને આસમાની રેશમના એ ડગલા ખરેખર સુંદર લાગતા. પછી ઝારના દરબારમાં થતા શાહી નૃત્ય જેવું નૃત્ય એ બધા કરતા.

કોઝે પણ પોતાની ઉંમર ભુલી ગયો. હાથમાં ગીટાર લઇને રાષ્ટ્રીય નૃત્યની શરૂઆત તેણે કરી. બ્રાન્ડીનો ગલાસ હાથમાં રાખીને વારે વારે ચુંગી પીતા આનંદી વૃદ્ધોએ તેને સાથ આપ્યો.

આવા આનંદી વાતાવરણમાં લોકોની મર્યાદાએ માઝા મૂકી. તેઓ પોતાના ચેહરા પર જાત જાતના બુરખા પહેરવા લાગ્યા. કોઇએ યહુદીની વેશભૂષા પહેરી, તો કોઈ શેતાન બન્યો, તેઓ ચુંબનોની આપ-લેથી શરૂઆત કરે અને એક બીજાના વાળ પકડી તેનો અંત લાવે. ભગવાન તેમનું ભલું કરે! પડખાં દુઃખવા આવે ત્યાં સુધી તે બધાં હસતાં જ રહ્યાં, મશ્કરીઓ અને ટીખળો કરવા લાગ્યાં

મારા દાદાજીનાં કાકી પણ અટકતાં ન રહ્યાં; તેમણે એક મોટો ટાર્ટર ઝભ્ભો પહેર્યો હતો અને હાથમાં દારૂનો ગ્લાસ.લઇને તે ગાતાં હતાં. એક જણના હૃદય પર શેતાનની અસર થઇ અને તેણે પાછળથી જઇને બિચારાં કાકી ઉપર વોડકા રેડયો. બરાબર તેજ સમયે બીજા કોઇએ એક મીણબત્તી કાકી ઉપર ફેંકી, વોડકાવાળાં કપડાં સળગી જશે એ ડરથી બિચારાં સાવ નગ્ન થઇ ગયાં. પછી તો મેળામાં થાય છે એ રીતે સીટીઓ ફૂંકાવા લાગી અને હાસ્યની છોળો ઊડી. વૃદ્ધ લોકોએ એવાં લગ્ન કયારેય જોયાં નહોતાં.

પિડોરકા અને પીટરનો સંસાર શરૂ થયો. તેમને ત્યાં કશાયની મણા નહોતી...પણ પ્રામાણિક માણસો તેમના રહેવાની રીત જોઇને કહેવા લાગ્યાં કે 'શેતાનનો આધાર લેવાથી વિનાશ થવાનો.' બધાને એક વાત સ્વીકારવા સિવાય છૂટકો જ નહોતો કે 'આટલી ધનદોલત પાછળ નક્કી કંઇ કાળું છે. નહીં તો જ્યારથી પીટર શ્રીમંત બન્યો ત્યારથી બેઝાબીક અદ્રશ્ય કેમ થયો?'

વાત પણ સાચી હતી લગ્ન થયાને મહીનો થયો ન થયો ત્યાં સુધી પીટર સાવ બદલાઇ ગયો હતો. તે એકલો કલાક જઇને બેસતો અને સતત વિચારો કર્યા કરતો—જાણે કે ભૂલાયેલી કોઈ વાત યાદ કરવા ન મથતો હોય? પિડોરકા જ્યારે તેને બોલાવતી ત્યારે તે પોતાની જાતને ભૂલી જતો અને.બસ બડબડ કર્યોજ કરતો. પણ જ્યારે તેની નજરે પેલી કોથળીઓ પડતી ત્યારે "ઉભા રહો, ઉભા રહો, હું કંઇક ભૂલી ગયો છું" એમ તાડુકતો. અને પાછો દિવાસ્વપ્નામાં ડુબી જતો. ઘણી વાર વિચાર કર્યા પછી તેને ખોવાયેલી સ્મૃતિ પાછી આવતી લાગતી પણ ત્યાંજ પાછું બધું

આછું આછું થઈ જતું. તેને થતું કે પોતે વીથીમાં બેઠો બેઠો વોડકા પીએ છે ને ત્યાં આવીને કોઈક પોતાને બોલાવે છે. બસ! આથી વિશેષ કંઈ યાદ ન આવતું. આવું બનતું ત્યારે તેનો ચેહરો પરસેવાથી રેબઝેબ થઈ જતો. અને જ્યાં બેઠો હોય ત્યાંજ તે લોથપોથ થઈને ઢગો પડતો

પિડોરકા પીટરની સ્થિતિ સુધરે તે માટે ઘણા ઉપાયો કરતી. તેણે જાદુગરોને બોલાવ્યા, વૈદ્યને બોલાવ્યો, જૂનાને પણ કહી જોયું. પણ પીટરને કરાર ન વળ્યો. આમ ને આમ ઉનાળો પણ વીતી ગયો. જેમની પાસે ખેતરો હતાં તેમણે પાક લીધો, બીજા સૌ સાહસો કરવા નીકળી પડયા. નાના નાના તળાવોમાં બતકોનાં ટોળેટોળાં ઉતરી પડ્યાં.

શિયાળો આવ્યો ઘાસની પથારી રાતા રંગમાં ફેરવાઈ ગઈ. જંગલમાં લાકડાં કાપવાનું શરું થયું. જમીન નક્કર બની. ક્યાંક ક્યાંક તો બરફ પણ પડવા લાગ્યો. પછી તો તે વરસવાજ લાગ્યો. વૃક્ષોનાં પાન ચીમળાઈ ગયાં. કોઈ વરણાગિયા પૉલીશ ઉમરાવની જેમ રાતી છાતીવાળું રૉબીન પક્ષી અહીં તહીં ઉડવા લાગ્યું. આગળ હવે સ્કેટીંગની રમત રમતાં અને મોટાઓ તાપણી કરીને તાપવા બેસતા, સ્ત્રીઓ પણ શિયાળાને ભાંડતી અને કોઠારમાં બેઠી બેઠી કણસલાંમાંથી અનાજના દાણા છૂટા પાડતી હતી.

બરફ પણ અંતે પીગળવા લાગ્યો. પણ પીટર તો એનો એજ રહ્યો ઊલટાનો હવે તો વધુ ને વધુ મૂઢ થતો ગયો. પાસે સોનાની કોથળી રાખીને તે ઝુંપડીમાં હલ્યા ચાલ્યા વિના બેસી રહેતો. પિડોરકા સામે જોવું પણ હવે તેને અખરતું. હજુય તે કંઈક યાદ કરવા મથતો અને નિષ્ફળ જતો હોવાથી ગુસ્સે થતો, ક્યારેક તો મગજ વિફરતો પણ ખરો ત્યારે તે એકદમ ઊઠતો અને જંગલી રીતે ચાળા કરતો અને કંઈક પકડવા પ્રયાસ કરતો. તેને ઘુરી ચઢતી અને ચિત્તભ્રમ થયો હોય તેમ તે હાથને બચકાં ભરતો. પોતાના વાળ પકડીને ખેંચતો. અંતે ઘણી વારે શાંત થતો તો ફરી પાછો ભૂતકાળની કોઈ ખૂટતી કડીને ખોળવા વિચાર કર્યા કરતો અને ફરીથી પાછું એનું એ!

પિડોરકા બિચારી નહોતી મૃત કે નહોતી જીવિત શરૂઆતમાં પીટર સાથે એકલા રહેવાથી તે ઘણી ડરતી પણ સમય જતાં પોતાના દુઃખથા તે ટેવાઇ ગઇ લગ્ન પહેલાંની પિડોરકા હવે એ રહી નહોતી ગાલમના શેરડા ત્યાં નહેતા, મૃદુ હાસ્ય નહોતું કે લાગણી છલકતી આંખો નહોતી તેનુ શરીર સોટી જેવુ થઇ ગયું હતું તેની આંખોનું તેજ અશ્રુઓ હસડી ગયાં હતાં તેની દયા આવવાથી કોઇકે કહ્યુ કે બેઅરની નાળવાળા ડોસી-ડાકણ જસ્તોનની સલાહ લે પિડોરકાએ છેલ્લો ઉપાય અજમાવવાનું નક્કી કર્યું અને ડોસીને ઘરે બોલાવી. તે દિવસે ભાગ્યજોગે સંત જહોનની સાંજ હતી. પીટર ખાંકડા પર પડયો હતો આગંતુક તરફ જોઇને તે એકદમ ઊભો થયો. તેનુ શરીર ધ્રૂજવા લાગ્યુ; આ ફેરફાર જોઇને પિડોરકા તો ડરી જ ગઇ.

પીટરે બિહામણું હાસ્ય કર્યું અને ભયંકર આસુરી આનંદથી કહ્યું, "યાદ આવ્યું, મને યાદ આવ્યુ" "તેણે ત્યાં પડેલી કુહાડી ઊપાડીને તેનો પેલી ડોસી પર ઘા કર્યો. વૃદ્ધા અદશ્ય પઇ ગઇ અને કુહાડી બારણામાં ખૂંચી ગઇ. સાથોસાથ ઝૂંપડીની મધ્યમાં એક સાત વર્ષનો સફેદ ચાદરથી ઢંકાયેલો બાળક આવીને ઊભો. ... ચાદર દૂર થઇ. "ઇવાસ!" પિડોરકાએ રાડ પાડી અને ઇવાસ તરફ દોડી. પણ પેલું પ્રેત તો પગથી માથા સુધી લોહીમાં તરબોળ હતું. આખી ઝૂંપડી તેના રાતા અજવાળાથી ભરાઇ ગઇ હતી.

પિડોરકા ડરી ગઇ અને બારણા બહાર દોડી. તુરત જ બારણું બંધ થયુ. પિડોરકાએ બૂમાબૂમ કરી મુકી. લોકો દોડી આવ્યા અને બારણું ખખડાવવા લાગ્યા. પણ તે ન ઊઘડ્યુ તેથી સૌએ જોર કરીને એ તોડી નાખ્યું. ધૂમાડાથી આખી ઝૂંપડી ધૂંધવાઈ રહી હતી; પીટર જ્યાં ઊભો હતો ત્યાં એક રાખનો ઢગલો હતો અને એમાંથી જ ધૂમાડો આવતો હતો. લોકો સોનાની કોથળી તરફ ધસ્યા. પણ ત્યાં ફૂટેલા હાંડલીના કટકા પડ્યા હતા. બધુ જોઇને સૌ સ્તબ્ધ થઇ ગયા. આસુરી શકિતના પાડરે તેમની વાચા હરી લીધી હતી.

પછી શું બન્યુ એ તો મને બરાબર ખબર નથી. પોતાના પિતાની રહી સહી મુડીથી પિડોરકાએ યાત્રાએ જવાનું નક્કી કર્યું અને ચાલી ગઇ.

તે ક્યાં ગઈ એ તો કોઈએ ન જાણ્યું. ગામની ડોસીઓનું માનવું હતું કે પીટરની જેમ પિડોરકા પણ પરવારી ગઈ હશે. પણ ઘણા દિવસો પછી કીફમાં રહેતા એક કોઝાકે ખબર આપ્યા કે પિડોરકાને તેણે એક મઠમાં સાધ્વી બનેલી જોઈ. બિચારી સાવ હાડપિંજર બની ગઈ હતી. તેણે તેને બોલાવવાનો પ્રયાસ કર્યો, પણ તે એક અક્ષરેય બોલી નહોતી.

તમે એમ ન માનશો કે અહીં જ બધું પતી ગયું. આસુરી શક્તિએ પીટરનો ભોગ લીધા બાદ તુરત જ બેઝ્રીક ફરીથી દેખા દેવાનું શરૂ કર્યું. પણ હવે બધા તેનાથી ડરવા લાગ્યા. સૌ તેને માનવ રૂપમાં દેખાતો શેતાન જ માનતા. તેઓ ધારતા કે શેતાને આ રૂપ ખજાનો શોધવા લીધું છે. યુવાનોનો ભોગ લેવા'એ મથે છે. સૌએ પોતાનાં છૂટાં છવાયાં ઘર ત્યજ્યાં અને સૌ એકઠાં ગામ બનાવીને રહેવા લાગ્યા. છતાં બેઝ્રીકનો ભય તેમને હમેશાં સતાવતો રહ્યો.

મારા દાદાજીનાં કાકી હમેશાં એમ માનતાં કે બેઝ્રીક તેમની સામે જ વધુમાં વધુ ગુસ્સે થતો. કારણ કે તેમણે પોતાની જુની વીશી કાઢી નાખી હતી.

એક દિવસ કાકીની વીશીમાં ગામના વડિલો એકઠા થયા હતા અને પેલા શરમજનક રિવાજ મુજબ એક શેકેલા ઘેટાને ટેબલની વચમાં મુકીને ખાવાની તૈયારી કરતા હતા ત્યારે જ એ બનાવ બન્યો બધાએ જોયું કે પેલા ઘેટાએ માથું ઊંચકયું અને ડોક ફેરવીને સૌના તરફ નજર કરી. એની આંખો ચમકતી હતી બધા નવાઈ પામીને આ જોઈ રહ્યા હતા ત્યારે કોને ખબર, કેમ સૌને એની આંખોમાં બેઝ્રીકનો ચેહરો દેખાયો--બધાએ એમ જ કહ્યું હતું. મારા દાદાજીનાં કાકીને તો થયું કે ઘેટામાંનો બેઝ્રીક હમણાં વોડકા માગશે. થોડી વારે ભાનમાં આવ્યા પછી સૌ ગભરાયાં અને ઘર ભેગાં થઈ ગયાં.

તે જ અરસામાં ચર્ચમાં રહેતા એક વડીલ ગૃહસ્થ, જે મારા દાદાજીની વાતચીતને ઘણી પસંદ કરતા, મારા દાદાજીની કાકીની વીશીમાં અગાઉ નવાર આવતા એક વખત તેમણે પોતાના હાથમાંના ગ્લાસને હાથમાંથી સરકી જતો જોયો -અને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં તે

હાથમાં રહ્યો નહીં. તેમણે કહ્યું, "તને શેતાન ભરખે, તારા પર ક્રુસની નિશાની જ કરવા દે." વળી નવાઈની વાત તો એ કે આ ગૃહસ્થનાં પત્નીને પણ આવો જ અનુભવ થયો. એ જ્યારે એક ગ્લાસમાં સરબત હલાવતી હતી ત્યારે ગ્લાસ હાથમાંથી છટક્યો, "અરે, અરે, આ શું?" એમ હજુ એ બોલે ત્યાં તો જાણે કે અદૃશ્ય બીડીને ચાવતો હોય એમ પેલો ગ્લાસ દડતો દડતો દરવાજા બહાર ઊપડી ગયો. તમે હસશો, પણ આમ બનેલું એ તમને મારા દાદા કહી શકત. બધી વાત સાંભળીને ફાધર એન્થેનીએ પવિત્ર પાણીથી શેતાનને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો. પણ બિચારાને યશ મળ્યો નહીં.

આપણું ગામ અત્યારે તો શાંત લાગે છે. પણ હજુ થોડાં વર્ષો પહેલાં આ બધું આવું નહોતું. ત્યારે તો મારા પિતાજી પણ જીવતા. એક વખત એવો હતો કે કોઈ પણ સારો માણસ પેલી તીરી પાસેથી પસાર થઈ શકતો નહીં. એની ચીમનીમાંથી થાંભલા જેવા ધુમાડાના ગોટા નીકળતા અને હવામાં ઊંચે ચઢીને ટોપીઓ જેવા આકારના થતા. પીરીના ઘાસના મેદાનમાં કોલસાના તીખારા વેરાતા અને પેલો શેતાન–એ કુતરાનું નામ જ ન લો – તેના તબેલામાં એવું કરુણ રુદન કરતો કે એક વૃક્ષ ઉપર બેઠેલા કાગડાઓ ગભરાઈ જતા અને તેમનાં ટોળેટોળાં આકાશમાં ઊડતા. તેમની ચીસોનો પડઘો દૂર દૂર સુધી ફેલાતો. *

---

* આ નવલિકાના રશિયન લેખક નિ. ગૉગૉલ વિષે નોંધ મનન–વિભાગમાં છે —તંત્રી



## રુબાઈયાતે ઉ. ખય્યામ.

[ઉમર ખય્યામની રુબાઈયાતનું ઈંગ્લિશમાં રૂપાન્તર જેવું ભાષાન્તર કરનાર એ ફિટ્સ્જેરલ્ડે એ કાવ્ય પ્રકટ કર્યાને આ વર્ષે સૈકો પૂરો થયો, એ પ્રસંગે એ ઈંગ્લિશ મસ્તકવિ ત્રિભુવનના ભાઈ સ્વ. હરગોવિંદ પ્રેમશંકરે જે ભાષાન્તર કર્યું છે તેમાંથી થોડી વાનગી અહીં આપી છે. —તંત્રી]

મુજ સંગમાં કો રમ્ય હરિયાળી ભરી ભૂમિ પરે,
જ્યાંથી પડે રણરેતનું જુદું સદા, તેવા સ્થળે;
જ્યાં બાદશાહીને ગુલામી નામ ના કાને અડે,
જ્યાં તખ્ત પર સુલતાન મહમુદની દયા હૈયુ ધરે.

ત્યાં તરુઘટા નીચે પ્રિયે જો એક રોટી-ટુકરો,
મયનો ભરેલો જામ, કાવ્યકિતાબ, ને સૂરનો ઝરો
તું મુજ સમીપ ઉછાળતી, રેલાવતી ત્યાં જંગલે
રે તો પ્રિયે! તે જંગલે છે સ્વર્ગ નૂતન મમ ઉરે.

× × × ×

જમશીદ જ્યાં વિજયી બની વસતો મદિરા ઢીંચતો,
ત્યાં સિંહ કે ગરૂળી ભરે દરબાર, લોક વદે, અહો!
બાણાવળી બેહરામ જંગી ગાઢ નિદ્રામાં પડ્યો,
વનખચર ઠોકે પાય શિર પર તેહના મદનો ભર્યો.

× × × ×

અતિ ઉલટથી હું ઘરઘરે કંઇ જ્ઞાની-પંડિતો તણે
નાનો હતો ત્યારે ફર્યો, દલીલો ઘણીય સુણી જ મેં.
કે આ ખરૂં ને આ નહીં, પણ વાર-વારે તે ધરે,
જે દ્વારથી અંદર ગયો તે દ્વારથી પાછો અરે!
મેં જ્ઞાનનું બીજ વાવિયું એ જ્ઞાનીઓની સાથમાં,
ને શ્રમ કર્યો મુજ હાથથી એ વૃક્ષને ઉગાડવા;
પણ આખરે તો આટલુ બસ હાથ મારે આવિયુ,
હું વારિવત્ આવ્યો અને વાયુ સમો જાનાર છું.



* આ પાનાં ૧૯૩ થી ૨૦૮ (ઘ) સુધીના મુદ્રક : જયન્તીલાલ મોહનલાલ મહેતા,
ભાવનગર સમાચાર પ્રેસ—ભાવનગર.



સ્વ. કવિ અરદેશર ફરામજી ખબરદાર

રેખ્ય રસિકલાલ પરીખ

બ્લૉક 'કુમાર'ના સૌજન્યથી

વિજયરાય ક. વૈદ્ય

[ગ્રંથસ્થ સરકારે હમણાં જ જે ગ્રન્થિકાને પારિતોષિક આપ્યું તેમાંથી વાનગી, કંઈક અંશે જુદા શબ્દોમાં, ઠીક ઠીક ટૂંકાવીને.]

# ન્હાનાલાલ કવિનો ધર્મવિચાર

"ન્હાનાલાલ કવિનું સૂક્ષ્મ આન્તરજીવન કેટલાંક શુદ્ધ સ્વદેશી ને બીજાં બાહ્ય રૂપે વિદેશી કે અવિદેશી તો પણ તત્ત્વે સ્વદેશી ધર્મસ્વરૂપોએ ઘડ્યું હતું: સ્વામીનારાયણે, 'ઘુનિટેરિયનિઝમે', બ્રાહ્મ-પ્રાર્થના-સમાજોએ, એ વિધવિધની વિલક્ષણ વૈષ્ણવતાએ તેમ ગીતા, ભાગવત આદિની તાત્ત્વિક વૈષ્ણવતાએ પણ." (પૃ. ૩૮)

આવી એ ધર્મદૃષ્ટિના વિકાસનાં સોપાન કયાં હતાં ને કેવાં, ક્યારે?

એ દૃષ્ટિનું સૌથી પ્હેલું વિધાયક બળ એટલે આ આજન્મ કવિને "સદૈવ નીતિપરાયણ, ધર્મરત તથા સજીવન ઈશ્વરશ્રદ્ધાવન્ત" રાખનાર, સહજાનન્દજીનો સ્વામીનારાયણી ધર્મમાર્ગ.

એ ધર્મસંસ્કાર, જાણે ગળથૂથીરૂપે, એમનાં માતુશ્રી અમૃતબાએ કરેલી કૃષ્ણજીવનની વાતો અને ગીતામાંથી પોતે પામ્યા હતા. પછી કાંઈક મોટા થયે, પિતાના ઘરની અગાશીમાંથી, પડખેના સ્વામીનારાયણ-મન્દિર ઉપરનું, જાણે અગોચરનાં એંધાણ દેતું, 'અન્તરિક્ષનું સરોવર' પોતે કલાકો લગી નિહાળી રહેતા: "કંઈક અગોચર આકર્ષણ આંખોને ત્ય્હાં જાણે જડી રાખતાં: અનિમિષ આંખો જાણે મન્દિર-શિખરના સન્દેશ પીતી."

એથી યે વધુ: રાતેરાતે એ મન્દિરમાંથી પોતે કથા સાંભળતા એના આરંભનો ગુરુસ્તુતિનો શ્લોક 'સણુસણુતા ધર્મબાણુ સરિખડો' પોતે સુણે ત્યારે: "સોનાના તારે રેશમ વીંધાય, એમ સભામંડપમાંની શાન્તિ વીંધાય, ભક્તમંડળની દૃષ્ટિઘટા વીંઝાય-વિંધોલ થાય, મન્દિરચોકમાંનો અન્ધકાર થરથરી ઊઠે, રજનીરાણીનાં અન્ધાર-અંબરે ઊજળાં થાય: ને પછી કથા જામે."

અનુકૂળ ભૂમિમાં વવાયલાં એ બીજને અભ્યાસકાળે વારિસિંચન થયાં બે ધર્મોપદેશકોના એકેશ્વરવાદનાં: ઈંગ્લંડના જેમ્સ માર્ટિનો તથા ભારત-

વર્ષના રાજા રામમોહન રાય. આ છેલ્લા વટવૃક્ષની જે પશ્ચિમ-હિંદવી વડવાઈ રાનડે-ભાંડારકરનો પ્રાર્થનાસમાજ, એના પણ ન્હાનાલાલ યુવાવસ્થામાં સભ્ય હતા ને ઉપદેશક પણ.

એ તથા પછીના સમય માટે, આ વિષયનાં કવિ-વચન છે સાર્થવન્તાં: "હું તો ધર્મે સર્વસારગ્રાહી-Eclectic છું: ને મ્હારા સારસંપ્રદાય-Eclecticism-ને અનુસરીને આ [વૈષ્ણવ] બ્રહ્મપુષ્પોમાંથી એ બ્રહ્મપરાગ ગ્રહે તો ઘણો સારગ્યો છે."

આવી 'વિશાળી વૈષ્ણવતા' એ કવિહૃદયમાં ઠરીને સ્થિર થઈ હોવાથી તેમણે ખ્રિસ્તી, ઈસ્લામી આદિ મહાધર્મોમાં પણ આત્માના વૈષ્ણવો થઈ ગયાનું સ્વીકાર્યું છે. આગમર-જીવનમાં સહજ અંશરૂપે હતો એ સર્વધર્મ-સમન્વય ન્હાનાલાલ-જીવનમાં એમના પરમ પ્રિય કવિ ટેનિસન-રચિત "અકબર્સ ડ્રીમ"માંથી પોષણ પામ્યો હોય એવો પૂરો સંભવ છે.

કવિએ બ્રહ્મોસમાજને ભાગવતધર્મી કહ્યો છે એ હકીકત તથા પોતાનું જીવનસમગ્ર જેવું હતું તેવું સમજીએ ત્યારે, અસત્ય વારામાં જેમ પ્રહ્લાદ નારદપરાશર આદિ ચૌદ'પરમ ભાગવતો થયા તેમ આમને સાંપ્રત સમયના સુવિરલ એક ભાગવત,' સાચા ભગવદ્ભક્ત પણ કહેવાય.

કવિની ધર્મશ્રદ્ધાનું સ્વરૂપ કેવું ? ઉત્તર: "ન્હાનાલાલ ઇશ્વરના અસ્તિત્વ માં માનતા, તે અમુક તત્વ યા ચેતના એટલે ઈશ્વર એમ નહિ, પણ 'ઈશ્વર personal being,' પુરુષવિશેષ છે એમ માને છે.'"

બીજું, શંકરાચાર્યનું કેવલાદ્વૈત તેમને માન્ય નથી તેથી એ વેદાન્ત-મતના જાણીતા સૂત્રનું સંયોજન પોતે નવેસર આમ કરે છે.

ब्रह्म सत्यं जगत्सत्यं ।

जीवो ब्रह्म सुहृद् द्वयम् ॥

આમ છતાં શંકરાચાર્ય માટે તેમને ઘણો આદર હતો.

પછીનો કવિજીવન પરનો મુખ્ય પ્રભાવ તે ગીતાનો તથા "બ્રહ્મલોકનાં વિમાન'ને અમૃતત્વના 'સેતુરૂપ' એવાં 'ઉપનિષદોનો.

મૂર્તિપૂજા પોતે કરતા નહિ પણ એને માનવસહજ ગણી એનું સ્થાન જીવનમાં સ્વીકારતા. તેમનાં માનસી પૂજનાં વૃત્તિ-વલણ આવાં

कान्तासै रसिकास्य येनां मन्ये परात्पराम्। (રસેશ એટલે શ્રીકૃષ્ણ.)

ઘણું સ્વાભાવિક છે કે જેનો આવો અનન્ય હતો અધ્યાત્મજીવનવિકાસ તે બડભાગી પુરુષ "પ્રભુના પૂર્ણાવતાર શ્રીકૃષ્ણચન્દ્ર વેણુવિહારીનાં પ્રત્યક્ષ દર્શન [પરિપક્વ નિજ ઉત્તરવયે] પુરુષપર્વ થી ત્રણ ત્રણ તિથિઓની અવધ લગી પામ્યા.'

## સાંજની વેળાનો સૂર

સાંજની વેળાનો વાગે સૂર,
આથમણું આભ જાણે ઉઘાડે છે ઉર!
સિન્દૂરિયા રંગની તે લાગણી લ્હેરાય,
સૂરની સુગંધ જાણે વાયરે વેરાય,
વિહંગને તાલે ગેબ ગુંજતું ઘેરાય,
સૂની સૂની સીમાઓનાં નાચે છે નૂપુર!
જુગની જુદાઈ જોતજોતા ગળી જાય,
જેની રે સંગાથે મારી છાયા ભગી જાય,
આભમાંથી એવો અંધકાર ઢળી જાય,
કોનો તે આ પડછાયો દૂર રે ઓ દૂર?
સાંજની વેળાનો વાગે સૂર!

:('છંદોલય' નવી આવૃત્તિ):

નિરંજન ભગત

# નિ ક ષ

## ભાલણ વિષે કેટલુંક[1]

ભાલણ : એક અધ્યયન; લેખક, પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી (ભાંસલિયો). પ્રકાશક, મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય, વડોદરા ૧૯૫૮. મૂલ્ય રૂ. ૪-૭૫.

આજના પરિચય માટેનાં ત્રણ પુસ્તકો આ પ્રમાણે છેઃ શ્રીયુત કેશવરામ કા. શાસ્ત્રીકૃત "ભાલણઃ એક અધ્યયન", શ્રીયુત વિઠ્ઠલ પંડ્યાકૃત "મીઠા જળનાં મીન", અને શ્રીયુત ભાનુશંકર ઓધવજી વ્યાસકૃત "પરિવેશ".

પહેલાં આપણે શ્રીયુત શાસ્ત્રીનું ભાલણવિષયક અધ્યયન જોઈએ. પ્રાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસનાં સાધનસામગ્રી ઠેઠ નર્મદના સમયથી પ્રગટ થતાં રહ્યાં છે. જુદા જુદા સમયે અનેક અભ્યાસીઓએ પ્રાચીન મૂળ કૃતિઓ ને તેમને લગતી ઐતિહાસિક માહિતી તથા વિવેચન આપણને આપ્યાં છે. આપણા પ્રાચીન સાહિત્યનું પ્રમાણ, તેના વિકાસની રૂપરેખા અને તેનાં પ્રેરક ને ઘટક બળોથી હવે આપણે ઠીક ઠીક પરિચિત છીએ. આમ મહત્ત્વની કૃતિઓ, લેખકો અને સાહિત્યકારોના, સામાન્ય નહીં પણ વ્યક્તિગત અને સૂક્ષ્મ અધ્યયનનો સમય ક્યારનોયે પાકી ગયેલો ગણાયઃ પણ નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, શામળ ને દયારામ જેવા સુપ્રસિદ્ધ પ્રાચીનોમાંથી પણ હજી માત્ર અખાને કાંઈક વિસ્તૃત ને વ્યવસ્થિત અધ્યયનનો લાભ મળ્યો છે. બાકીના તો અભ્યાસીઓની પ્રતીક્ષા કરતા હજી બેઠા છે. એમનાથી ઓછા પ્રખ્યાત કવિઓ વિષે પણ સામાન્ય સ્વરૂપની ને છૂટકછૂટક માહિતીને બહાર લાવવા સિવાય વિશેષ કશું ભાગ્યે જ થયું છે આવી પરિસ્થિતિમાં શ્રીયુત કેશવરામ શાસ્ત્રી જેવા પ્રાચીન સાહિત્યના પીઢ અભ્યાસી ને સંશોધકનું ભાલણ વિષેનું અધ્યયન સૌના સ્વાગતનું અધિકારી બને છે.

ભાલણ સોળમી શતાબ્દીમાં થઈ ગયેલો એક ગણનાપાત્ર આખ્યાનકાર ને પદકાર હતો. "નળાખ્યાન", "દશમસ્કંધ" ને "કાદંબરી" એ એની વધુ જાણીતી કૃતિઓ છે. શ્રીયુત શાસ્ત્રીના પુસ્તકમાં પહેલી જ વાર આપણને

---

૧ આ મથાળું આપ્યું છે અમે—તંત્રી (વિ.)

ભાલણના જીવન અને કવન વિશે સર્વાંગીણ કહી શકાય તેવી માહિતી ને વિવેચન મળે છે. પુસ્તકનાં સાત પ્રકરણોમાંથી પહેલામાં ભાલણની પૂર્વે આખ્યાનનું સ્વરૂપ કેવું હતું તેનો વિચાર કર્યો છે. બીજા પ્રકરણમાં ભાલણનું જીવનચરિત્ર ને સમયનિર્ણય છે. ત્રીજામાં ભાલણની કૃતિઓમાં યોજાયેલા દેશીબંધોનો અને ચોથામાં તેમની ભાષાનો આછો ખ્યાલ આપ્યો છે. બાકીનાં ત્રણ પ્રકરણ આખ્યાનકાર, અનુવાદક ને પદકાર તરીકે ભાલણને મૂલવે છે.

શ્રી શાસ્ત્રીએ આખ્યાનના પ્રારંભિક સ્વરૂપ વિશે કરેલી ચર્ચા મહત્ત્વની છે અને તે એક સાહિત્યપ્રકાર લેખે આખ્યાનનો ઉદ્‌ગમ ને સ્વરૂપ સમજવામાં ઘણી ઉપયોગી નીવડે તેમ છે. એટલે જ આ સંબંધમાં તેમના કેટલાક મુદ્દા ને માહિતીની ચર્ચા અસ્થાને નહીં ગણાય.

આમાં પહેલું તો એ કે પ્રાચીન ગુજરાતી આખ્યાનનાં મૂળ ને સ્વરૂપ વિશેની વિચારણામાં શ્રી શાસ્ત્રીએ હેમચંદ્રના કાવ્યાનુશાસનમાંથી આપેલું ટાંચણ ઘણું જ મહત્ત્વનું છે. સંસ્કૃત સાહિત્યમાં તો આખ્યાનો વૈદિક સમયથી જાણીતાં છે ઐતરેય બ્રાહ્મણમાંથી શુનઃશેપનું આખ્યાન તથા 'આખ્યાનના જાણકાર'ના અર્થમાં 'આખ્યાનવિદ્' શબ્દ આપણને મળે છે. નિરુક્તમાં આખ્યાનનો અનેક વાર ઉલ્લેખ છે. પાણિનિ પણ આખ્યાનથી સુપરિચિત જણાય છે ને પતંજલિ તો યવક્રીત, પ્રિયંગુ ને યયાતિનાં આખ્યાનોનો ઉલ્લેખ પણ કરે છે. પછી તો આખ્યાનોના ઘણા ઉલ્લેખ મળે છે. પ્રાકૃતમાં પણ આખ્યાનો હતાં, એ હરિભદ્રના ધૂર્તાખ્યાન જેવા કટાક્ષમૂલક પ્રતિરચનાઓ ઉપરથી પ્રતીત થાય છે. મુખ્ય કથાનકની વચ્ચે આવતા કથાનકને મહાભારતમાં ઉપાખ્યાન કહ્યું છે. આમ સાપેક્ષદૃષ્ટિએ આખ્યાન તે જ ઉપાખ્યાન* છે પણ હેમચંદ્રે કોઈ પુરોગામીને અનુસરીને એવી વ્યાખ્યા આપી છે કે નલોપાખ્યાન જેવાં ઉપાખ્યાનને જ્યારે કોઈ કથાકાર ( સભા સમક્ષ ) અભિનય, પઠન ને ગાયન સાથે કહે ત્યારે તે આખ્યાન કહેવાય; ને આવા આખ્યાનના ઉદાહરણ લેખે તેઓ 'ગોવિન્દા-

* શ્રી શાસ્ત્રીએ આપ્ટેકોશમાંથી સાહિત્યદર્પણનું આખ્યાનં પૂર્વવૃત્તોક્તિઃ ટાંક્યું છે તેમાં સમજફેર થયો છે. સાહિત્યદર્પણમાં એ વ્યાખ્યા 'આખ્યાન' નામના એક નાટ્યાલંકારની છે. એ 'આખ્યાન'નો પૌરાણિક આખ્યાન સાથે કશો સંબંધ નથી. આપ્ટેએ તેનો allusion to some old tale એમ જ અર્થ કર્યો છે ને પછી [illegible] a [illegible] story વગેરે આપ્યા છે.

ખ્યાન' ટાંકે છે. આમ અભિનય, પઠન ને ગાયન સાથે શ્રોતાઓ સમક્ષ કથાકાર દ્વારા રજૂ થતું પૌરાણિક કથાનક એ આખ્યાન એવો એ સંજ્ઞાનો અર્થ અગિયારમી શતાબ્દીમાં રૂઢ હતો. એટલે ભાલણ પાસે સંસ્કૃત ને પ્રાકૃતની તો આખ્યાનપરંપરા હતી જ. ને અપભ્રંશમાં જો કે આખ્યાન નામક કોઈ પ્રાચીન રચનાઓ નથી મળી, પણ અપભ્રંશનાં ચરિતકાવ્યો ધાર્મિક પૌરાણિક કથાનકો પરથી વિશેષ રચાતાં એ ભૂલવાનું નથી. વળી અગિયારમી શતાબ્દીથી અપભ્રંશમાં સંધિનામક નાનીનાની કૃતિઓ રચાવા લાગી, જે સળંગ અથવા કડવાબદ્ધ હતી, ને પાંચથી દસ કે પંદર કડવક સુધીની મર્યાદા ધરાવતી. હેમચંદ્રના ગુરુ દેવચંદ્રની આવી એક 'સુલસસંધિ' 'સુલસક્ખાણ' (સુલસાખ્યાન) નામે પણ જાણીતી હતી. એટલે પ્રાચીન ગુજરાતી પૂર્વે આ પરંપરા તો હતી જ માત્ર પ્રાચીન ગુજરાતીએ એ પરંપરાને કેટલે અંશે ને કઇ રીતે અપનાવી તે વિશે ભાલણ પૂર્વેની આખ્યાનપ્રકારની રચનાઓ મળે તો જ ચોક્કસ પ્રકાશ પડે.

બીજું, શ્રી શાસ્ત્રી, અપભ્રંશનાં સંધિબદ્ધ મહાકાવ્યોને સ્થાને પાછળના સમયમાં નાના નાના રાસ આવ્યા અને રાસમાંથી પ્રબંધકાવ્યોનો વિકાસ થયો અને સળંગ બંધની રચના થઈ એમ કહે છે. તેને માટે કશો આધાર નથી. પ્રબંધકાવ્યોની ને ટૂંકા કાવ્યોની પરંપરા પહેલેથી જ ભિન્નભિન્ન છે. નવમી શતાબ્દી પહેલાંનો સ્વયંભૂ તથા તેની પણ પહેલાંનો વિરહાંક જે કહે છે તેને આધારે સપ્રમાણ કહી શકાય તેમ છે કે પહેલેથી જ સંધિબંધ અને રાસાબંધ એ અપભ્રંશના અલગ અલગ સાહિત્યસ્વરૂપો હતાં. તેમનો આકાર, બંધારણ, વિષયો ને વિષયનિરૂપણ ભિન્નભિન્ન રહેતાં ઉત્તરકાલીન અપભ્રંશમાં સંધિબદ્ધ ટૂંકાં ચરિતકાવ્યોમાંથી માત્ર એકસંધિપ્રમાણ સંધિનામક કાવ્યો વિકસ્યાં ને એ રીતે પ્રમાણની દૃષ્ટિએ તેમની અને રાસકાવ્યોની વચ્ચેનો ભેદ લુપ્ત થતો ગયો બીજે પક્ષે જૈનેતરોમાં પૌરાણિક આખ્યાનોનું મહત્ત્વ વધવા લાગ્યું. તે પ્રકાર ઘણો લોકપ્રિય થવા માંડ્યો. રાસામાં પણ વ્યક્તિચરિત્ર ગુંથાવા લાગ્યાં, અને એ રીતે તેમના અમુક પ્રકાર અને આખ્યાનો વચ્ચેની ભેદરેખા ઝાંખી પડવા લાગી. કાંઇક આવી રીતનો વિકાસ અટકળીએ તો જ ભાલણ, નાકર, વિષ્ણુદાસ અને જનાર્દન પોતાનાં આખ્યાનોને રાસ પણ કેમ કહે છે તે, તેમ જ પાછળના જૈન રાસાઓ સ્વરૂપે ને લક્ષણે આખ્યાનથી અભિન્ન કેમ બની ગયા તે સરળતાથી સમજી શકાય. આ વાત

આ પહેલાં મેં કરેલી જ છે, પણ શ્રી શાસ્ત્રીએ એની કશી ચર્ચા કે કશો ઉલ્લેખ નથી કર્યો. સળંગ રચનાવાળાં દીર્ઘ કથાકાવ્યો માટે પણ અપભ્રંશની પરંપરા હતી (જેમકે 'સનત્કુમારચરિત') એ ધ્યાનમાં રાખવાનું છે. ત્રીજું, કડવક અને સંધિબંધને લગતી માહિતી આપનાર હેમચંદ્ર પહેલા નથી. પોતાના પુરોગામી ભોજ, રાજશેખર, સ્વયંભૂ વગેરેના ગ્રંથોએ આપેલી માહિતીનો જ હેમચંદ્રે ઉપયોગ કરેલો છે. હેમચંદ્રમાંથી આપેલા ટાંચણની તેમની સમજણ બરાબર નથી. સંધ્યાદૌ એટલે 'સંધિકાવ્યના આરંભમાં' નહીં, પણ 'સંધિના આરંભમાં' સંધિના આરંભે અને કડવકના અંતે જે પદ્ય-Stanza નિયમે કરીને આવતું તેની ત્રણ સંજ્ઞાઓ હતીઃ ધ્રુવા, ધ્રુવક ને ઘત્તા. અહીં 'ઘત્તા' એ ધ્રુવાનો જ પર્યાય છે—વર્ગસંજ્ઞા છે, પણ શ્રી શાસ્ત્રીજી 'ઘત્તા'ને વિશિષ્ટ સંજ્ઞા સમજી ૩૧ માત્રાનાં બે ચરણનો છંદ ગણાવે છે. પણ છંદોનુશાસનનો છઠ્ઠો ને સાતમો અધ્યાય સાતથી સત્તર સુધીની માત્રાઓના ચરણવાળી દ્વિપદી, ચતુષ્પદી ને ષટ્પદી ધ્રુવાઓ કે ઘત્તાઓનાં લક્ષણ આપે છે તે પરથી તરત સમજાશે કે શ્રી શાસ્ત્રીની અર્થ કરવામાં ભૂલ થઈ છે.* કડવકનો દેહ પણ વીશથી બત્રીશ ચરણનો નહીં, પણ આરંભમાં આઠ પ્રાસબદ્ધ પાદયુગ્મનો રહેતો અને પછીથી તેને વધુ વિસ્તૃત—વીશ જોડથી પણ વિસ્તૃત—બનાવવાનું વલણ રહેલું. પિંગળકારોએ વ્યાખ્યામાં કડવકનાં ૧૬ ચરણ કે આઠ જોડ જ કહી છે. કડવક દેહના વ્યાપક છંદ તરીકે ૧૬ માત્રાના પદ્ધડી કે વદનક અથવા ૫દર માત્રાનો પારણક વપરાતા.

ચોથું, 'કડવું'—'કડવક'ના મૂળ તરીકે શ્રી શાસ્ત્રી* કટ–પદ કે कटकपद કલ્પે છે, તે સમર્થિત થઈ શકે તેવું નથી. 'કડવું' કે कडवअમાં અંત્ય-અ તો સ્વાર્થિક પ્રત્યય क માંથી આવેલો છે. અંગ માત્ર कडव જ છે. તેનો कटपद સાથે સંબંધ ન જ બેસે. 'કડી' ના મૂળમાં રહેલા कटिका કે कटक સાથે कडवअંનો આગલા અંશને સંબંધ હોય એટલી શક્યતા ખરી. એથી આગળ જવા માટે કશો આધાર નથી. ને વિશ્વનાથના સાહિત્યદર્પણમાં कुडवक એ દેખીતાં જ ભ્રષ્ટ પાઠ છે. कड० વાળા પાઠાંતર મળે જ છે. એટલે એને कुडव સુધી ખેંચી જવાની ને તેને પાછાં માણુ સાથે જોડવાની કશી જ જરૂર નથી.

ભાલણના જીવન અને સમયને અંગે શ્રી શાસ્ત્રીએ અત્યાર સુધીની

* સંધિબદ્ધ કાવ્યોનાં નામોમાં 'દોહાકોશ'નું નામ પણ તેમણે ભૂલથી મૂક્યું છે 'દોહાકોશ' સંધિબદ્ધ નથી.

ચર્ચાઓ ને મતોને સમીક્ષક દૃષ્ટિએ ચકાસ્યા છે ને નક્કર પુરાવાથી સમર્થિત હોય તેટલી જ વાત સ્વીકારી છે. ઇસવી સોળમા શતાબ્દીના પૂર્વાર્ધને તેમણે યોગ્ય રીતે જ ભાલણનો કવનકાળ ઠરાવ્યો છે.

આખ્યાનકાર તરીકે ભાલણને મૂલવતા, શ્રી શાસ્ત્રીએ સંસ્કૃત કાવ્ય શાસ્ત્રની દૃષ્ટિએ ભાલણના આખ્યાનોનુ રસનિરૂપણ તેમ જ તેમાના અલંકારોનુ વિવરણ કર્યું છે તેમણે "સપ્તશતી" "નળાખ્યાન" "દશમસ્કંધ" ને "કાદંબરી"ને વિશિષ્ટપણે ભાલણની અનુવાદકૃતિઓ કહી છે. પણ આખ્યાનો એ અનુવાદો જ છેને? કથાનકની પરિચિતતા, આખ્યાનકારની રુચિ ને વય પ્રમાણે ઓછી કે વધુ વિકસેલી રચનાશક્તિ, આગલી પરંપરા વગેરે અનેક કારણોને લીધે ગુજરાતી રચનાઓ વધતી કે ઓછી મૂળાનુસારી બને પણ તેથી તેમની વચ્ચે કશો તાત્ત્વિક કે સ્વરૂપગત ભેદ ન પાડી શકાય પોતાની અમુક રચનાઓ તે અનુવાદ અને બીજી કેટલીક રચનાઓ તે પ્રાચીન કૃતિઓને આધારે કરેલા સ્વતંત્ર પ્રયાસો એવો સ્પષ્ટ ભેદ ભાલણના મનમા હશે ખરો?

પદકાર તરીકે ભાલણનુ સ્થાન શ્રીયુત શાસ્ત્રીએ વાજબી રીતે જ ઊંચુ આંક્યુ છે, ને વાત્સલ્યભાવના ને બીજા કેટલાક સુંદર પદો ઉદ્ધૃત કર્યાં છે.

ભાલણકાલીન ગુજરાતીના વ્યાકરણદૃષ્ટિએ કેટલાક વ્યાપક લક્ષણો તથા શબ્દભંડોળની દૃષ્ટિએ કેટલાક લાક્ષણિક શબ્દો તારવીને આપ્યા હોત, તેમ જ ભાલણના આખ્યાનોનો ટૂંકસાર પણ અભ્યાસીની સરળતા ખાતર આપી દીધો હોત તો આ મૂલ્યવાન અધ્યયનની ઉપયોગિતાની માત્રા છે તેથી પણ બે દોરા ઊંચી ચડત આ તો મળ્યુ તેથી વધારે મેળવવાના સ્વાભાવિક લોભથી પ્રેરાઈને કહ્યુ છે શ્રી શાસ્ત્રીના આપણા પ્રાચીન સાહિત્યના અનેક વરસોના સંશોધન–અધ્યયનનો લાભ આપણને મળ્યા કરે છે એ આનંદની વાત છે.

આવુ અભ્યાસપૂર્ણ પુસ્તક તૈયાર કરાવીને વડોદરા વિશ્વવિદ્યાલયની પ્રાચીન ગુર્જર ગ્રંથમાળાએ પોતાની પ્રતિષ્ઠામા વૃદ્ધિ કરી છે અપૂર્ણ

હરિવલ્લભ ભાયાણી

# પેટલીકરની "શકુન્તલા"

## અને બીજાં ત્રણ

'સર્જાતું સાહિત્ય' એ શ્રેણીના આશ્રયે આજે ૫૬૭ મિનિટની સમયમર્યાદામાં મારે ચાર પુસ્તકોનો પરિચય કરાવવાનો છે. તેમાં પહેલું પુસ્તક છે ઈશ્વર પેટલીકરની નવલકથા-'શકુન્તલા'. કવિ કાલિદાસના સુપ્રસિદ્ધ નાટક 'શાકુન્તલ'માંથી પ્રેરણા લઈને લેખકે આ નવલકથા રચી છે. એટલે, લેખક કહે છે તેમ વાર્તાનું મધ્યવર્તી કથાનક સ્વતંત્ર છે. લેખકે મૂળ કથામાં ને નાટકમાં આવતા અદ્ભુતરસના ચમત્કારી પ્રયોગોને ટાળીને અથવા કેટલીક વાર પલટાવીને નવલકથાનું સમગ્ર વસ્તુ બુદ્ધિગ્રાહ્ય બનાવવાનો હેતુ રાખ્યો છે મૂળ કથાનકનું વસ્તુ અર્વાચીન ઢબે નિરૂપીને તેના નવો આધુનિક દૃષ્ટિકોણથી ઉકેલવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસમાં લેખકની સફળતા-નિષ્ફળતાનું કંઈક માપ કાઢવાનો પ્રયત્ન કરીએ.

મૂળ નાટકનું વસ્તુ ટૂંકમાં જોઈએ તો કણ્વઋષિની ગેરહાજરીમાં તેમની પાલકપુત્રી શકુન્તલા અને દુષ્યન્ત રાજા વચ્ચે પ્રથમ નજરે પ્રેમ થયો તેમણે છૂપી રીતે ગાંધર્વવિવાહ કર્યો અને દુષ્યન્તે પ્રેમચિહ્ન તરીકે પોતાની વીંટી મંગળી શકુન્તલાને પહેરાવી, ત્યાર પછી નગરમાં ગયેલા દુષ્યન્તની યાદમાં અતિથિની અવગણના કરનારી શકુન્તલાને દુર્વાસાએ શાપ આપ્યો કે દુષ્યન્ત તને ભૂલી જશે શકુન્તલાની સખીઓએ આ વાત જાણી. તેમની વિનતીથી દુર્વાસાએ શાપનું મારણ આપ્યું કે કાંઈ પણ સ્મરણચિહ્ન બતાવવાથી રાજાની સ્મૃતિ પાછી આવશે. આ બધી ચિંતાથી અજ્ઞાત શકુન્તલા સાસરે વિદાય થઈ પણ દુર્વાસાના શાપની અસર તળે આવેલા રાજાને પૂર્વપ્રસંગોની કશી સ્મૃતિ જ રહી ન હતી. તેણે શકુન્તલા સાથેના સંબંધનો ઇન્કાર કર્યો, પુરાવો માગ્યો. પુરાવો શકુન્તલાએ આંગળી ઉપર શોધ્યો પણ વીંટી તો રસ્તામાં જ ક્યાંક પડી ગઈ હતી દરબારમાં અપમાનિત થયેલી શકુન્તલાએ મરીચ ઋષિના આશ્રમમાં આશ્રય લીધો. ત્યાં તેને પુત્રપ્રસવ થયો. એ પછી અચાનક માછીમાર પાસેથી વીંટી મળતાં દુષ્યન્તની સ્મૃતિ પાછી આવી આશ્રમમાં શકુન્તલા અને તેના પુત્ર સાથે તેનો સુખદ મેળાપ થયો.

વાર્તાકાર પટલીકર દુર્વાસાના શાપનો તેમ જ વીંટીના ચમત્કારનો પ્રયોગ બુદ્ધિગ્રાહ્ય બને એ રીતે યોજ્યો છે. તમાં દુષ્યન્ત શકુન્તલાને પ્રેમચિહ્ન તરીકે વીંટી પહેરાવે છે શકુન્તલા એ વીંટીનો સ્વીકાર પણ કરે છે, પરંતુ દુષ્યન્તની

તેનું હરણ કરે છે. એ ભેદ ફૂટી ન જાય તે માટે જડીને ખિસ્સું આપી તૈયાર કરે છે, ચાર-છ મહિનામાં જ 'જડી' જેવા બની જાય છે. એ જ જેવા ક્રમ પછી વર્ષો બાદ, નોકરી જવાથી લાચારી અનુભવતા ગુરુના ચરણોમાં પડે છે. વાર્તાની ઝળક એ ચિત્રમાં જ છે. સંગ્રહની છેલ્લી વાર્તા 'હીરાની ચમક' છે. વાર્તા ઐતિહાસિક તત્ત્વવાળી છે, શાહજાદો ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હોઈને વ્યસનોનો કટ્ટર વિરોધી છે. એક સાધુને તેના ભાંગના વ્યસન માટે તે તિરસ્કારે છે. સાધુ તેનો ઘમંડ જોઈ ભવિષ્યવાણી ઉચ્ચારે છે કે એ શાહજાદો પણ એક દિવસ વ્યસનમાં પડશે. ત્યાર પછી ઔરંગઝેબ ખાનદેશમાં હીરા નામની સ્ત્રીના પ્રેમમાં પડે છે, હીરા સાચા પ્રેમના પુરાવા લેખે શરાબની એક જ પ્યાલી શાહજાદાને પિવડાવવા આગ્રહ કરે છે. હીરાના સૌંદર્યથી મોહિત થયેલો તે પીવા તત્પર બને છે. વાર્તા વાંચતાં પ્રશ્ન એક જ થાય છે કે હીરાએ પ્રેમની કસોટી માટે શરાબની પ્યાલી જ કેમ પસંદ કરી ? બીજી કોઈ કસોટી તેને ન સૂઝી ? પણ ઔરંગ-ઝેબને પેલા સાધુની વાત યાદ આવે છે. સાધુની ભવિષ્યવાણી સાચી પાડવા માટે જ પ્રસંગની આ તાનમેળ થયેલી દેખાઈ આવે છે. સંગ્રહના શીર્ષકનું ગૌરવ આ વાર્તા દેખાડી શકતી નથી. ખરી રીતે તો પંદર વાર્તાઓમાંથી એક પણ વાચકને મુખે "ધન્ય ! ધન્ય !" કહેવડાવે તેવી કોટીની નથી. લેખકના 'ઝાકળ' અને 'પંકજ' જેવા સમર્થ વાર્તાસંગ્રહ વાચનારને આ 'હીરાની ચમક' તેમની થાકેલી કલમની પ્રતીતિ કરાવશે એમ મને લાગે છે.

નવલકથા અને ટૂંકીવાર્તા પછી હવે ત્રીજું પુસ્તક છે તે રંભાબહેન ગાંધીના એકાંકી નાટકોનો સંગ્રહ-'દેવ તેવી પૂજા'. આ નાટ્યસંગ્રહ વિશે પહેલી મહત્ત્વની વાત એ કહેવાની છે કે નાટ્યવિદ્ મૂલ્યવત્તા અથવા તો વસ્તુગૂંથણી કે આયોજનની (ટેકનીકની) દૃષ્ટિએ આ સંગ્રહના નાટકોને મૂલવવાના નાસીપાસ થવું પડે તેમ હોવા છતાં સામાન્ય શિક્ષિત સમાજને-ખાસ કરીને સ્ત્રીસમાજને હળવા મનોરંજન દ્વારા જીવનની બોધક કડી શીખવનારા ઘણાં તત્ત્વો તેમના નાટકોમાં દેખાય છે. એ રીતે આ નાટકો ઘણુંખરું બોધપ્રધાન કે પ્રચારલક્ષી છે. 'જન્મકુંડળી'માં લગ્નસમયે જોવાતી કુંડળીના વહેમ પર, 'ધન આગળ ધૂન'માં અગ્નિ હવન અને મિથ્યાચાર પર તેમ જ 'વહેમનું ઓસડ'માં સમાજના કેટલાક વહેમો પર લેખકે હળવા વાર્તાલાપો દ્વારા સચોટ કટાક્ષ કર્યા છે, 'ગૃહલક્ષ્મી'માં સાસુવહુના ઝઘડા પર પ્રકાશદ્વારા બોધ છે. 'પહેલાં અને પછી'માં લગ્નજીવનમાં સ્ત્રીની કરુણ-

તાનું આછું ચિત્ર છે. 'ફોને કહું'માં પત્નીના ફૂડાપણાથી અકળાતા પતિની મૂંઝવણનું રમૂજી આલેખન છે. જે નાટક પરથી આ સંગ્રહનું શીર્ષક નક્કી થયું છે તે 'દેવ તેવી પૂજા'માં દીકરીને મનગમતો વર વરાવવા પિતા-પુત્રનુ સાવણી મા મામેનુ કાવતું રમૂજી સંવાદો દ્વારા આલેખાયું છે—જો કે તેમાં પ્રસંગો અત્યુક્તિભર્યા છે. આમ ઘણુંખરું આ નાટકો વિષયની દૃષ્ટિએ સામાજિક છે અને જીવનને લક્ષ્ય કરે છે. લેખિકાની કલમને પક્ષ અપાવે તેવું નાટક તો છે 'ઝેર તો પીધાં જાણી જાણી.' એ નાટકમાં સોક્રેટીસના પાત્રની મહત્તા અને ઝેર પીવાનો આખો પ્રસંગ યોગ્ય રીતે યોજાયો છે. શૈલી પણ પ્રસંગને અનુરૂપ ગંભીર છે નાટક કરુણાન્ત છે.

સંગ્રહની એકંદર તપાસ કરતાં કહેવાય કે માનવજીવનના સામાન્ય સપાટી પરના ભાવોનું સરળ શૈલીમાં આલેખન કરવાની કુશળતા વાર્તાકારમાં સહેજે દેખાય છે. અને એ રીતે તેમનાં નાટકો સામાન્ય શિક્ષિત સમાજમાં પથ્ય બની શકે તેમ છે. શૈલીની દૃષ્ટિએ આ નાટકો સુરુચિના અનિયંત્રકારી અને શિક્ષિત ગુજરાતી પાત્રોના મુખમાં પણ અવારનવાર 'લિયો' 'દિયો' 'જાઉંઓ' ને બદલે 'જોઇ' જેવા શબ્દપ્રયોગો ખૂંચે છે

ચોથું પુસ્તક છે તે કાકા કાલેલકરના પ્રવાસપ્રવાસને લગતું છે. **'ઉગમણો દેશ જાપાન'** : ઇ. સ. ૧૯૫૪માં અને ૧૯૫૭માં એમ બે વાર લેખકે કરેલી જાપાનયાત્રાનો નવલકથારસિક ચિતાર આ પુસ્તકમાં છે. ઇ. સ. ૧૯૦૫માં રશિયાને હરાવ્યા પછી જાપાને હમણાં બીજી વાર આખા જગતનું અને ખાસ તો ભારતવાસીઓનુ ધ્યાન ખેંચ્યું. હીરોશીમા અને નાગાસાકી પર બે પરમાણુબોમ્બ પડ્યા એ જાપાનનો જખમ હજી રુઝાયો નથી. જાપાન પૂર્વનો ઔદ્યોગિક દેશ અને બૌદ્ધોનું ધામ હોવાથી ભારતને વિશેષ સહાનુભૂતિ હોય જ. કાકાસાહેબે જાપાનમાં નાગાસાકીનું શ્રાદ્ધ કરતા ભારતની પ્રજાની હમદર્દી અસરકારક શૈલીમાં વ્યક્ત કરતાં કહ્યું છે : "હીરો-શીમા ને નાગાસાકી ઉપર જે જીવલેણ બોમ્બ પડ્યા તે ખરેખર એશિયાના હૃદય ઉપર પડ્યા, તે દિવસે આપણે બધાએ 'અનુભવ કર્યો' કે પશ્ચિમની ઘાતકી નીતિ આગળ આપણે કોઈ સુરક્ષિત નથી. એ બે બોંબના ધડાકા, એ સાથે જ એશિયાઈ સંગઠન માટેના ઉત્તમમાં ઉત્તમ વ્યાખ્યાનો હતા." (પૃ. ૧૮૬)

ભારતની અહિંસાત્મક નીતિ અંગે જાપાન માર્ગદર્શન માટે કેવી આશાભરી મીટ માંડી રહ્યું છે તે દર્શાવવા લેખકે એક જાપાની મજૂરનો પત્ર

મકાન ભેટ પોતે ઉદરમાં સંઘરી છે એ વિશ્વાસે તે બાહ્ય સ્મરણચિહ્ન રાખવાની ના પાડે છે અને રાજાના અતિ આગ્રહ છતાં તે વીંટી પરત કરે છે. આ પ્રસંગ સહેતુક યોજાયો છે. રાજા દુષ્યન્ત શકુન્તલા સાથેના સંબંધનો ઇન્કાર કરે, ત્યારે ગ્રાહ્ય પુરાવા લેખે શકુન્તલા કોઈ નિશાની રજૂ ન કરી શકે એ માટે આ પ્રસંગની જરૂર છે. આ પ્રસંગયોજનામાં લેખકનું કૌશલ્ય દેખાય છે છતાં જવાબ જાણી લીધા પછી ગણેલા દાખલા જેવો આ પ્રસંગ લાગે છે. એ સિવાય આપઘાત કરવા જતી શકુન્તલા આગળ ગૌતમી પોતાના ભૂતકાલીન જીવનનો ‘ રોમાન્સ ’ વર્ણવે છે તે શકુન્તલાના આશ્વાસન પૂરતો ઠીક છે પણ ગૌતમીનું સમગ્ર પાત્ર જોતાં અનુચિત લાગે છે. એ પછી બીજો પ્રસંગ જોઈએ. રાજરૂઢિ અને પ્રેમધર્મના સંઘર્ષમાં રિબાતો રાજા વાયદા પ્રમાણે શકુન્તલાને તેડાવી શકતો નથી. પ્રેમધર્મ માટે રાજરૂઢિ તોડવાનું સામર્થ્ય દુષ્યન્તમાં નથી. રાજરૂઢિ પ્રમાણે અપ્સરાકન્યા શકુન્તલા પટરાણી થઈ શકે નહિ. દુષ્યન્તનો શકુન્તલા પ્રત્યેનો પ્રેમ એટલો દૃઢ છે કે શકુન્તલાને પટરાણીપદથી જરા પણ ઓછું સ્થાન મળે તો એ ચલાવી લેવા તે તૈયાર નથી. આવા માનસિક સંઘર્ષ દરમ્યાન અચાનક જ શકુન્તલા રાજદરબારમાં આવીને ઊભી રહે છે. રાજરૂઢિને વશ વર્તનાર રાજાને અવળો રસ્તો સૂઝે છે, સાવ અનાર્ય રીતે શકુન્તલાના સંબંધનો તે ઇન્કાર કરી દે છે. વાર્તાકાર એ આખો પ્રસંગ સરસ રીતે જમાવી શક્યા છે છતાં દુષ્યન્ત જાણે પહેલેથી જ ગોઠવી રાખ્યા હોય તેમ એક પછી એક જૂઠાણાં ફેંકયે રાખે છે તે આશ્ચર્યજનક છે.

અપમાનિત શકુન્તલા પાસે રાજપુરોહિત એકાંતે નવી ઘટનાનો સ્ફોટ કરે છે. શકુન્તલા દુષ્યન્તનો પોતાના પ્રત્યેનો પ્રેમ જોઈ શકે છે. તે જો પટરાણીપદનો આગ્રહ મૂકી દે તો રાજમહેલમાં તેનો સમાવેશ થઈ શકે તેમ છે. આશ્રમની આ મુગ્ધ તાપસકન્યા પટરાણીપદનો હક છોડવા માગતી નથી, પોતાના ભાવિ પુત્રનો હક એથી ડૂબી જાય. પોતાના પ્રેમસુખ માટે પુત્રનો અધિકાર કેમ ડુબાવી શકાય? આગળ ઉપર પુત્ર જવાબ માગે તો? વળી લોકો પણ એના વિશે શું ધારે? શકુન્તલાને આ બધા રાજપ્રપંચોનું થોડા જ સમયમાં આટલું બધું ભાન થઈ ગયું તે માટે રાજપુરુષોની સોબત જ જવાબદાર ગણવી પડે, કે પછી એ રાજબીજ હતી માટે આ બધા અધિકારનો ખ્યાલ અનાયાસે તેને આવી ગયો એમ માનીએ.

* શકુન્તલાના પક્ષે તેડું ન આવવાથી સ્વમાનભેર જીવવા માટે તે મરીચ આશ્રમમાં રહે છે. મરીચ આશ્રમનું લેખકે જે ચિત્ર દોર્યું છે તે શ્રી અરવિંદ—

આશ્રમની પ્રેરણાનું ફળ દેખાય છે. ત્યાં મરીચ ઋષિનું પ્રવચન મનનીય છે. લેખકની સમાજસુધારણાવૃત્તિ તેમાં પ્રતીત થતી દેખાય છે. આશ્રમમાં શકુંતલાને પુત્ર જન્મે છે. બધી વાતો ઊડતી ઊડતી પ્રજાને કાને આવે છે. રાજા બિનવારસ હોવાથી પ્રજા પોતે જ શકુન્તલા અને તેના પુત્રનો સ્વીકાર કરવાની રાજાને સૂચના કરે છે. રાજરૂઢિના અદ્દપુમાંથી રાજા છૂટે છે અને વાર્તા સુખાંત બને છે.

'શકુન્તલા' નવલકથાના વાંચન દરમ્યાન કેટલીક વાર પ્રસંગોમાં લેખકનું સહેતુક તાલમેળિયાપણું, અનૌચિત્ય, શૈલીનાં-પદાવલિનાં વિચિત્ર મિશ્રણો, કોઈક વાર રસિક વાર્તાપ્રવાહને બદલે શુષ્ક બુદ્ધિગમ્ય ચર્ચાઓ જોવામાં આવે તેમ હોવા છતાં એકંદરે વાર્તાનું સમગ્ર વસ્તુ સુશ્લિષ્ટ રીતે યોજવામાં અને મુખ્ય ઉદ્દેશ પ્રતીતિકર થાય તેનું રચનાકૌશલ દાખવવામાં વાર્તાકાર ખરેખર સફળ થયા છે.

પરિચય માટે બીજું પુસ્તક છે-સદ્‌ગત રમણલાલ દેસાઈનો વાર્તાસંગ્રહ 'હીરાની ચમક'. નવલકથા તેમ જ ટૂંકી વાર્તાઓ દ્વારા જનતાની ચાહના મેળવનાર લેખકનો, સંભવ છે કે, આ છેલ્લો વાર્તાસંગ્રહ છે આ સંગ્રહની કુલ પંદર વાર્તાઓમાંની પાંચેક પૌરાણિક છે.

એકંદરે પુરાણનું વસ્તુ નિરૂપનારી પાંચે વાર્તાઓમાં કંઈ નવું અર્થદર્શન નથી; કથનશૈલી પણ ફિક્કી છે. પ્રસંગની ચમક નથી. એ સિવાયની વાર્તાઓમાં 'કમલનયના' કંઈક ધ્યાન ખેંચે છે. અગાઉનો ઠાકોર હીરસિંહ કમલનયનાનો પ્રેમ મેળવવા તેના પતિનું માથું કપાવે છે અને કમલનયના રણચંડી બને છે. તેનું ખપ્પર ઠાકોરના માથાથી ભરાય છે. બીજી એક વાર્તા 'અણધાર્યો મેળાપ'માં લગ્ન પ્રસંગની યોજનામાં જૂની અને નવી પેઢી વચ્ચેનું ઘર્ષણ રજૂ થયું છે. પિતાની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કરીને પુત્રને ગૃહત્યાગ કરવો પડે છે અનાતરૂપે પિતાના જ કારખાનામાં દૂર દેશમાં નોકરી કરે છે. ત્યાં અચાનક પડેલી હડતાલમાં તે પિતાની વિરુદ્ધ મજૂરોના રોષમાં ખાક થઈ જતી બચાવે છે. પિતાનો ત્યાં અણધાર્યો મેળાપ થાય છે. વાર્તાના વિષય કે તેની રજૂઆતમાં નાવીન્ય કે અસામાન્યતા કશું નથી. વાર્તાને અંતે ચમત્કૃતિ પણ સામાન્ય છે. 'ગ્રામશિક્ષકનું ગૌરવ' એ વાર્તામાં ગુરુ અને શિષ્યા વચ્ચેનું ભાવભર્યું ચિત્ર છે. સમજણ હોવાને કારણે જડી નામની યુવતીના વિવાહ તોડવાનો તેના પતિનો પત્ર વાંચી સિરુભાઈ ઉંદર-માસ્તર જડીની સહીથી પોતે તેના પતિને પ્રેમપત્ર લખે છે અને

# સાત મોટાં પ્રકાશનો

૧. સૂરત સોનાની મૂરત : સાડા છસોથી યે વધુ મોટાં પાનાનો આ સચિત્ર ગ્રન્થ એના કર્તા તથા પ્રકાશક ઈશ્વરલાલ ઈ. દેસાઈ તરફથી મળ્યો છે. તેમનો સંખ્યાબંધ સહકારીઓનો સાથ આ ભારે જવાબદારીવાળા કામમાં નબળાવ્યો પોતે એનાં ૩૦ પ્રકરણ, ૧૧ પરિશિષ્ટો તથા ૧૯ ટૂંકાં ચરિત્ર-લખાણમાં, "વિવિધ સામગ્રી પુષ્કળ પ્રમાણમાં" સૂરત વિષે આપી શક્યા છે. એ રીતે આ પ્રકારના વાઙ્મયની લાંબા વખતની ખોટ તેમણે પૂરી પાડી એ માટે તેમને અભિનન્દન ઘટે છે. ( દે. અડવા લાઇન્સ, સૂરત. કિં. રૂ. ૧૫ )-વીગતે અવલોકન આવતા અંકે.

૨. નરસિંહ મહેતાથી ચુ. મડિયા સુધીના ૪૦ પ્રસંગો તથા ગદ્ય-લેખકોની છબીઓ સહિતનો આવકારપાત્ર ગ્રન્થ રૂા. ૨૦)ના કિંમતે, નામે 'ગુજરાતના સાહિત્યસર્જકો' વિલેપાર્લે સ્ટેશન સામેના પ્રકાશક સી. જમનાદાસ તરફથી પ્રકટ કરાયો છે. એ સહિયારા 'મહાસાહસ' આ પાંચ હોંશીલી વ્યક્તિઓના સહકારનું એકંદરે સન્તોષકારક પરિણામ છે : રવિશંકર મ. રાવળ, શાન્તિલાલ છ તોલાટ, ગુલામનબી ઠ. ઠાકર, જગદીશ ચ. કિલાવાળા તથા કલાવતી વોરા. છબીઓમાંની અમુક છબીઓ તેટલી સુન્દર નથી એવા પત્રમિત્ર 'કુમાર'ના એપ્રિલ અંકમાંના અભિપ્રાયમાં અમે મળીએ છીએ. સિંહાવલોકન તથા ચરિત્રો, આવા ચિત્રપ્રધાન પ્રકાશનના એ તો સ્વાભાવિક ગૌણ અંગો લેખાં, એનો હેતુ પર આણે લેવા ( જુ ૬, પૃ. ૩૯મે છે તેવી હકીકતની ભૂલ, કવિ કાન્તનો શિક્ષણનિવાસ ભાવનગરમાં લખાયો એ ભૂલ, જેવી ન થઈ હોત એમ ઈચ્છીએ ), તેથી નિભાવી લેવા જેવા -એ લખનાર કોઈ હશે, કમાનતો કમનો વિચાર પ્રકાશકને ગમ્યો નહિ ? કે તેમણે શોધ્યા નહિ ?-ગણીએ છીએ નામ-પસંદગી વિષે કહેવાનું કે સંપાદક શ્રી ગુલામદાસે પોતાનું નામ છોડી દીધું હોત અને શામળ ભટ્ટ તેમ જ રાજેન્દ્રો મ. ન ઝવેરી, જ દલાલ, પેટલીકર તથા રાજેન્દ્રને બીજી આવૃત્તિ માટે રાખી આમાં સ્વ. રણજિતરામ, સ્વ. મહાદેવભાઈ, ને રાજેન્દ્રો મોહનલાલ પા. દવે, અંબાલાલ બા. પુરાણી, ચુનીલાલ વ. શાહ, તથા વિશ્વનાથ મ. ભટ્ટ માટે જગ્યા મેળવી હોત તો, જે વર્ગને એટલે વિદ્યાર્થીઓ તથા અન્ય સાહિત્યરસિકોને માટે તેમણે તથા સાથીઓએ આ સરસ કૃતિ આટલી બધી જહેમત ઉઠાવીને તથા ભારે ખર્ચ કરીને તૈયાર કરી છે તે

# તિબેટ

## ચીનનો બોરડીનો કાંટો

લેખકઃ **પ્રભાકર મહેતા**

તિબેટ– જગતનું છાપરું, હમણાં જગખત્રીશીએ ચડયું છે, માન સરોવરની ઊગમણી પાર પંદર હજારથી પચીસ હજાર ફૂટની ઊંચાઇવાળી ગિરિમાળાઓમાં શોભતું તિબેટ આજે માનવસર્જિત હત્યાકાંડમાં રુધિરસ્નાન કરી રહ્યું છે. તિબેટના દેવાંશી રાજકીય અને ધાર્મિક વડા દલાઇ લામા દેવયોગે નાશી છૂટી સલામત રીતે ભારત આવી લગ્યા તે ઘણી જ મોટી બિના છે, ચીની સૈનિકો એમને હાથ કરવા તત્પર હતા, વાયુયાન એમની ઉપર ચોકી કરતાં; પણ તિબેટનાં આ દેવ-રાજાને હાથ કરી શકયા નહિ. વંશપરાગતની ભોમિયા શક્તિ તિબેટીઓની આ યાત્રાની સફળતા માટે મગરૂરી લઇ શકે છે. આધુનિક જગતનાં આધુનિક સાધનોના જમાનામાં આ યાત્રાની ઝીણી ઝીણી વીગતો બહાર પડશે ત્યારે રોમાંચ ખડાં થશે. આખરે દલાઈ લામાનું ભારત આગમન થતાં જગતના શાણા રાજકીય નેતાઓ ચિંતામુક્ત થયા છે.

આટલેથી વાત પતી જતી નથી. સામ્યવાદી ચીનમાંથી ભારત સામે આક્ષેપો શરૂ થઈ ગયા છે, ચીનના સામ્યવાદી પક્ષનાં પ્રથમ પંક્તિના આગેવાનોએ ભારત સરકાર સામે ઝેર ઓકવુ શરૂ કર્યું છે.* સામ્યવાદની આ રીતરસમ જગત જાણે છે. દલાઇ લામાથી બીજા નંબરનાં તિબેટનાં ધાર્મિક વડા શ્રી પંચન લામા ચીનના વિશ્વાસુ આડતયાનું કામ કરવા લાગ્યા છે.

વાસ્તવમાં તિબેટ એ ચીનનો એક ભાગ નથી, વરસો સુધી ચીનની તિબેટ પરની નામની સત્તા રહી છે, પરંતુ તિબેટના વહીવટમાં ચીનની રાજાશાહી સરકાર પણ ડખલ કરતી નહિ.

* લેખ લખાયા પછી એ સ્થિતિ બદલાવા માંડી છે. –તંત્રી (વિ.)

હકીકતમાં, નવમી સદીમાં તિબેટ એક મજબૂત સ્વતંત્ર રાજ્ય હતું. તિબેટનું જોદ્ધા લશ્કર ચીનની તળભૂમિ સુધી આક્રમણ કરી આવતું. પરંતુ બૌદ્ધ ધર્મના વિશાળ પ્રભાવથી તિબેટીઓની તલવારો મ્યાન થઈ. તિબેટીઓના સ્વાભાવમાં કાળે કરી ઘણું મોટું પરિવર્તન આવ્યું અને બૌદ્ધ ધર્મની ધજા ત્યાં લહેરાવા લાગી. તિબેટની સરહદો ચીનને, હિંદને, કાશ્મીરને, રશિયાને, નેપાળ, તથા બ્રહ્મદેશને મળે છે. તિબેટનું પાટનગર લ્હાસા અને તેનાં દેવાંશી રાજા દલાઇ લામાનું વર્ચસ્વ સમગ્ર એશિયાની બૌદ્ધધર્મી પ્રજા ઉપર ઘણું છે આવા તિબેટનો સંપૂર્ણ કબજો લેવા ચીને બારમી સદીમાં પુરૂષાર્થ કરેલો. જેમાં મોટી ખુંવારી સાથે ચીન પાછળ પડી ગયેલું. તે પછીનાં પાંચસો વરસ એ જગતના છાપરાએ કશી ઊથલપાથલ વગર વિતાવ્યાં. તિબેટની પ્રજા સરહદ વિસ્તારમાં માનતી નથી લામાઓની આ અજાબ દુનિયા નેપાળ- સિક્કીમ ભૂતાનની માફક હજી અવિકસિત છે.

સત્તરમી સદીના બીજા ચરણમાં વોરન હેસ્ટિંગ્સે એક આગેવાન રાજદૂતને ત્રીજા દલાઇ લામાને મળવા મોકલેલ. તેના લાંબા રોકાણના સમયે એ દૂતે ત્યાંની પરિસ્થિતિ જોઈ તે પરથી અંગ્રેજી હકુમત સાથે તિબેટની મિત્રાચારી કરવા પ્રયાસ થયેલ પણ પરિણામ આવેલ નહિ

ત્રણ દાયકા સુધી તિબેટના વાતાવરણમાં કાંઈ નોંધપાત્ર બનાવ બન્યો નહિ. તે પછી ત્રીશ વર્ષ બાદ, ફરીથી એક બીજા પ્રભાવશાળી અંગ્રેજ અફસર ચોથા દલાઈ લામાને મળવા ગયેલા. પરંતુ તેનું પણ ખાસ પરિણામ આવ્યું નહિ. આ વખતે પણ લ્હાસામાં કેવળ નામનો જ ચીની પ્રતિનિધિ હતો, જેને તિબેટની વહીવટી સરકાર ખાસ માન આપતી નહિ.

નોંધપાત્ર સંબંધો તિબેટના ભૂતાન, નેપાલ સાથે હતા ખરા, હકીકતમાં નેપાલ ઉપર તિબેટના રક્ષણની જવાબદારી હતી, કારણ કે દાયકાઓથી નેપાલની પ્રજા ત્યાં વહેપારવણજના ખાસ હક્કો ભોગવતી હતી. જ્યારે નેપાળે ચીન સાથે લડાઇ કરી ત્યારે તિબેટ અને નેપાલે એકતા બતાવેલી. નેપાલ-તિબેટની સંધિ બતાવે છે કે તિબેટ એક સ્વતંત્ર દેશ હતો.

તિબેટ ઉપર અંગ્રેજી હકુમતની લાગવગ પણ પહેલાં તો નહોતી. લોર્ડ કર્ઝને પણ એક ખાસ દૂત દલાઈ લામા પર મોકલેલો અને અમુક પ્રકારનાં

વિશિષ્ટ અધિકારોની માંગણી કરેલી. એ પ્રયાસમાં તેમને સરિયામ નિષ્ફળતા મળેલી. આથી ઊલટું દલાઇ લામાએ રશિયાના ઝાર પાસે દૂત મોકલી મદદ માંગેલ. લોર્ડ કર્ઝને વધારે વખત ગુમાવ્યા વગર લશ્કરી મિશન સર ફ્રાન્સિસ યંગ હસબન્ડની આગેવાની નીચે મોકલેલું. દલાઈ લામાએ પોતાની બધી જ તાકાત વડે એનો સામનો કરેલો પણ છેવટે તે લ્હાસા છોડી ચીન ચાલ્યા ગયા, એની ગેરહાજરીમાં કામચલાઉ તિબેટી સરકારે અંગ્રેજી હકુમત સાથે સમાધાન કર્યું. જેમાં સિક્કિમ બ્રિટનનું રક્ષિત રાજ્ય ઠર્યું અને હિંદ સાથેના કેટલાક વેપારી કરારો થયા, આ જ અરસામાં ચીનના મંચુ સમ્રાટે તિબેટ ચીનનો ભાગ છે તેમ જાહેર કર્યું છતાં કોઇ પણ જાતની લડાઇ થઇ નહિ. વાસ્તવમાં તિબેટ ચીનનો ખોરડીનો કાંટો છે. જો ખોદે તો ઊંડો જાય અને ન ખોદે તો પાકે, ઊલટાનું ચીન સરકારે પીકિંગથી ફરમાન કાઢી દલાઇ લામાને ગાદી પરથી ઉઠાડી મૂકવાનું બ્રિટિશ સરકારને લખેલું. આ જ અરસામાં બ્રિટિશ ફોજ લ્હાસા છોડી ગઇ હતી. દલાઇ લામાએ તિબેટ જવા ચીની શહેનશાહ પાસે રજા માગેલી પણ રજા ન મળી, આમ છતાં૫ દલાઈ લામા ચીનમાં મુક્ત હતા. તેની ઉપર કોઈ નજરબંધી ન હતી. પરંતુ ઇ. સ. ૧૯૦૮માં જ્યારે અચાનક જ ચીનના સમ્રાટનું અવસાન થતાં, દલાઇ લામાએ લામાઓનાં વતનમાં જવા રજા માંગી, એ મંજૂર થતાં દલાઇ લામા ભવ્ય ઠાઠમાઠ સાથે વિધિપૂર્વક લ્હાસા જવા રવાના થયા. દલાઇ લામાની શાનદાર વિદાય એવા પ્રકારની હતી કે પાછળથી ચીનને જણાયું કે તિબેટનો કબજો કરવો જરૂરી છે. વર્ષને અંતે જ્યાં દલાઈ લામા લ્હાસા આવે છે ત્યાં પાછળથી જ વિરાટ ચીની લશ્કર ધસી આવે છે. દારૂણ યુદ્ધ પછી અત્યારનાં દલાઇ લામાનાં પોટાલા મહેલમાં દલાઇ લામાને કેદ થવું પડે છે. પરંતુ બહાદુર ખંપાઓ દલાઇ લામાને નસાડી મૂકી કલીંમપોંગ પહોંચાડી જાય છે.' અહિ દલાઇ લામાનું ભવ્ય સ્વાગત થાય છે. પોતાનો સ્થાયી મુકામ પોતાના મોટા રસાલા સાથે દાર્જીલીંગમાં રાખી, તિબેટનાં સર્વોત્તમ વડા–રાજ્યનાં તેમ જ ધર્મના વડા તરીકે તિબેટનો વહીવટ આરઝી હકુમતની મારફત ચાલુ રાખે છે. ચીની સરકારે તે વખતનાં પંચન લામાને તિબેટનાં વડા બનાવ્યા. દલાઇ લામાને બરતરફ કર્યા, પરંતુ પંચન લામા દલાઇ લામાનો તિબેટ અને એશિયા ઉપરનો પ્રભાવ જાણતા હતા. એટલે પોતે ખાનગીમાં સહકાર આપવો ચાલુ રાખ્યો, પરંતુ સમગ્ર તિબેટે દલાઈ લામાને પોતાનાં ઈશ્વર તરીકે, રાજા તરીકે જ માનવાનું ચાલુ રાખ્યું.

આ જ અરસામાં ચીનની અંદર ડૉ. સુન-યાટ-સેનની આગેવાની નીચે ક્રાંતિ થઇ ગઇ, જેનો લાભ લઇ તિબેટની પ્રજાએ દલાઇ લામાની સરદારી નીચે ક્રાંતિ કરી, ચીની હકુમત નામશેષ કરી નાખી. ૧૯૧૨માં દલાઇ લામા ધામધૂમથી લ્હાસા આવ્યા અને વિધિપૂર્વક તિબેટનું શાસન હાથમાં લીધું. આ બધા સમય દરમ્યાન અત્યારનું લાલ રશિયા તે વખતના શહેનશાહ ઝારના વખતમાં સાધનસામગ્રી તિબેટને પુષ્કળ પ્રમાણમાં આપતું હતું.

ચીનમાં રહી પંચન લામાએ સરકારના હથિયાર તરીકે તિબેટમાં ભાગલા પડાવવાનું ચાલુ રાખ્યું પરંતુ તે નિરર્થક નીવડ્યું. તિબેટ સ્વતંત્રતાનાં રંગથી રંગાઇ ગયું હતું. મુક્ત તિબેટનું જાહેરનામું હતું કે તિબેટના રહ્યાસહ્યા સંબંધોનો ચીન સાથેના મચુ સમ્રાટની રાજાશાહી ખતમ થતાં અંત આવે છે. સ્વાધીનતા એ તિબેટનો મૂળભૂત હક્ક છે.

પરંતુ બાકીનાં વર્ષોમાં મુક્ત જગતનાં લોકશાહી રાજ્યોએ તિબેટમાં થોડો સરખો પણ રસ લીધો નહિ. પરિણામે લાલ ચીનનાં લશ્કરનાં ધોડાપૂર પૂરપાટ તિબેટમાં ઘૂસી આવ્યાં. દલાઈ લામા (ચૌદમા) અને પંચન લામાને ચીન બોલાવ્યા. લાલ રંગની શેતરંજીઓ ઉપર તેનાં સ્વાગતો થયાં. આ બધા પાછળ ચીનની મેલી મુરાદ હતી, કારણ કે ચીનની લાલ સરકાર હજી અસ્થિર હતી.

૧૯૫૪માં હિંદી-ચીની ભાઇ ભાઇનું, હવે કરુણ લાગતું નાટક ભજવાઇ ગયું. પંચ-શીલનાં કરારો થયા (જેનો સામ્યવાદી જગતમાં કશો અર્થ નથી) જેનાં પરિણામે આપણી ઉદાર સરકારે ડાકઘર, તારઘર, ઉટકાર આરામઘરો અને બીજાં મકાનો લાલ ચીનને દરિયાવ દિલથી આપ્યાં

ઇતિહાસનું પુનરાવર્તન થાય છે. તિબેટની પ્રજાએ આપખુદ ચીન સામે બળવો પોકાર્યો. સમગ્ર તિબેટ આ ખુલ્લા બળવામાં સામેલ હતું. પરંતુ આધુનિક શસ્ત્રોથી સજ્જ એવા ચીની સૈનિકોએ લ્હાસામાં લોહીની નદીઓ વહાવી. ૧૯૫૪નાં ૧૭ મુદ્દાવાળા કરારનું ચીને કદિ પાલન કર્યું નહિ. દલાઇ લામા સફળતાપૂર્વક નાશી આવ્યા. કહેવાય છે કે ચીની સેનાપતિઓને એટલો જ હુકમ હતો કે "જીવતો દલાઈ લામા પરદેશમાં હોય એના કરતાં મરેલો દલાઇ લામા સારો." પરંતુ તિબેટનાં એ દેવ-રાજાને દેવોના દેવ ઈશ્વર સંભાળી લીધા છે.

ભારત સરકારે પોતાની સંસ્કૃતિને શોભે તે રીતે અતિથિને આશરો આપ્યો છે. ચીને પોતાનાં બબ્બે હજાર વર્ષ જૂના સંસ્કારોને ફગાવી દીધા છે. હયુએન સાંગ કે કોન્ફ્યુશીઅસનું ડહાપણુ, ચીનને યોગ્ય જણાયું નથી. ચીને ભારત સામે બેહૂદા આક્ષેપો કરી પણ્ અણછાજતું વર્તન કર્યું છે. જગતમાં ચીન લૂંટારા રાજ્ય તરીકે ગણાતું ત્યારે પંડિત જવાહરલાલે ચીનને પોતાનાં ખંભા પર બેસાડી ચીનની ઇજ્જતને ખ્યાતનામ કરી. યુનોમાં હજી પણ જેને સ્થાન નથી તેને તેમાં દાખલ કરવા અમેરિકા-બ્રિટનની નારાજી વહોરી લઇને પણ ટેકો આપવો ચાલુ રાખ્યો. પરંતુ સામ્યવાદ ઉપકાર જોતો નથી. એને એની આગવી વ્યૂહરચના છે. ચીનને એનાં પાંચમી કતારિયા આ દેશમાં છે. તે છે આ દેશનો સામ્યવાદી પક્ષ. આ પક્ષનાં આગેવાનોને ચીની પ્રતિનિધિ દિલ્હીમાં તેડાં મોકલી શકે છે. આ દેશની આદર્શ નીતિની વિરુદ્ધ આ બિરાદરો બોલી શકે છે. સારું છે કે દેશના નેતાઓ જાગ્રત છે. સારું છે કે દેશનું વહીવટી તંત્ર મજબૂત છે. આજે ચીનની લાલ આંખ ભૂતાન, નેપાળ, કાશ્મીર-સિક્કિમ પર છે. આ દેશના લોકોએ ચેતતા રહેવાનું છે કે દેશની અંદર જ રહેલા પાંચમી કતારિયા 'પ્રોગ્રેસ'ને નામે પોતાની કૂચ તો નથી કરતા ને?

મુંબાઇ. તા. ૨૮, ૨૯-૪-૫૯

હે માનવી! પાછુ ફરી જોઈશ નહિ. બસ આગળ અને આગળ ચાલ્યો જા! મનમાં જરા પણ સંકોચ ન રાખ. ગમે તે થાય, ગમે તેનો સામનો કરવો પડે, પણ એમાંથી તારી શક્તિ અનુસાર શુભ મેળવવાની પ્રતિજ્ઞા લઇને, એને જ તારો એકમાત્ર મદદગાર માન. એવુ કરવાથી ભૂલો થશે અને ખામીઓ પણ રહેશે, છતા તેમાંથી પણુ તુ કલ્યાણને માર્ગે જ આગળ વધીશ.

[રત્નકંકણ] —ગુરુદેવ

# મ ન ન

## જગદ્ગુરુ ભારત

There must be a group forming a strong body of cohesive will with the spiritual knowledge to save India and the world. It is India that can bring truth in the world. By manifestation of the divine Will and Power alone India can preach her message to the world and not by imitating the materialism of the West By following the divine Will India shall shine at the top of the spiritual mountain and show the way of truth and organise world-unity

THE MOTHER

*The Future of India and the World, (1957), p 3*

એ છે નિયતિ એ છે ભારતીય પ્રજા માટેનું, કોઈ નહિ તો આ ચતુર્યુગમાં, નિર્માણ એ છે "બ્રહ્મરસે ભીના ઋષિવરની" તપોભૂમિ આ ભરતભૂમિનું, પૃથ્વીપરની અદ્વિતીય કર્મભૂમિનું, એની પ્રજાના ધન્યજીવન હેતુરૂપ આદેશકાર્ય, જીવનવ્રત 'મિશન'

શા માટે એવી નિયતિ? શા માટે પ્રભુની પસંદગી આટલી બધી પૃથ્વી-પ્રજાઓમાંથી આની એકની જ ઉપર ઊતરી? શાને જગદુદ્ધારનું કપરું એ જીવનવ્રત આ આર્યપ્રજાને ભાગે કરવાનું આવ્યું?

એવી નિયતિ એટલા માટે કે વસિષ્ઠ, અંગિરા આદિની બ્રહ્મવેદી આ ભૂમિમાં હતી તે "હતી ન હતી" થઈ ગઈ નથી, આવડે તો હજી એ પુનરુપિ પ્રકટાવાય તેમ છે, આર્યપ્રજાના શુદ્ધીકૃત અન્તઃકરણમાં, એના સંવિતમાં, એના આત્મામાં

અને પ્રભુની પસંદગી આ દેશની—જે અખંડ ભારત હતું, જે હૈ ખંડિત છે, જે કોઈક કુદરતી ઉપાયે અખંડ ભારતદેશ એક દહાડે થનાર

જ છે તેની-ઉપર તો એટલા માટે ઊતરી છે કે અવની પર અન્યત્ર ક્યાંયે જ નથી તેવું અહીં છે : "વેદવ્યાસ, પતંજલિ,.....વાલ્મીકિ પરાશરાદિની પ્રૌઢ વાણી જ્યાં હજીયે ઉત્સુક કર્ણો નિત્ય 'પિવાયે" છે કોઈ ને કોઈરૂપે, સેંકડો ધર્માગારોમાં, દેવસ્થાનોમાં, ઘણાંક સંસ્કારી કુટુંબોનાં ઘરોમાં, પછી તે તવંગર હોય કે નહિ, પછી તે નગરોમાં હોય કે જનપદમાં.

વળી "વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ" એવી ભરતભૂમિમાં કેટલાંક સ્થળે તો પ્રાચીનકાળની તપશ્ચર્યાનાં અતિસૂક્ષ્મ પણ અનુભવગમ્ય આંદોલનો ય એટલા ભર્યાં પડ્યાં છે કે જે કોઇ.સાધનાના બળે તાદાત્મ્ય એની સહ સાધવે સમર્થ હોય તેનો દેહી દેહમાં,પ્રાણમાં. મનમાં—ગોચર નિજ જીવનમાં અગોચરના અનુભવો પામી શકે છે,માણી શકે છે

અને એટલું જ શા માટે ! તારક ભૂમિના એ સદ્‌ભાગ્યવન્ત યાત્રાળુના અન્તરે પ્રકટેલા એવા અન્તર્દીપના અજવાળે, ફિરસ્તાના પ્રાર્થનામંત્રોના શ્રવણે પ્રબુધ્ધ એવાં એ જ્યોતિનાં સન્તાન, ખાનપાનથી માંડીને વ્યવહારજીવનનાં કર્મમાત્ર પૂરા સ્વાસ્થ્યપૂર્વક, પોતાથી ઉચ્ચતર એવી પરમ શક્તિની અદીઠ છતાં અનુભવસિદ્ધ ક્ષણેક્ષણની સહાયતાથી,—વળી જાગ્રત ને કાર્યપ્રવણ આત્મા વડે, આઠે પહોર ને સાઠે ઘડી કરતાં જ હોય છે.

જેણે જેણે આ ધન્ય ને અભિનવ જીવનમાર્ગે જવું હોય તેણે પૂર્વદેશી પરંપરા પર બાઝેલાં જડતાનાં પડ ઊખેડી પોતામાંથી, તેનું શુદ્ધ તત્ત્વ જ રાખવું અને જમાનાઓથી માથે ચઢી બેઠેલ પાશ્ચાત્ય જડવાદના ભોગ થવું નહિ—બાહ્ય જીવનની જરૂરિયાત પડે જ જગન્નાથ છે એવા ભ્રમમાં ન પડતાં, ગ્રાહ્ય પદાર્થ માત્રની મર્યાદા સમજવી ને પાળવી ધર્મબુદ્ધિપૂર્વક. આવાં નરનારીઓનું જૂથ એક સ્થળે હોય કે દેખીતું વેરાયલું, પણ એ અધ્યાત્મપોષક સ્થળનો પ્રભાવ અન્યત્ર રહીને પણ ઝીલનારું, પામનારું હોય; પણ જ્યાં હોય ત્યાં એ મનુષ્યો ભારતમાતાના દિવ્ય સ્વરૂપ સાથે અનુસન્ધાનયુક્ત હોય છે અને ભારતના જગદ્‌ગુરુત્વને અમલી કરવામાં, ભગવાનની નિગેહબાની હેઠળ, પોતાનાં પત્રમ્-પુષ્પમ્ સમર્પતું હોય છે.

# મૌલાના આઝાદ : સાહિત્યકાર તરીકે

આઝાદ બેખુદી કે નશીમો ફરેબ દેખ
ખુદી જમીકશી તો કહી આસમાનથી

અકબરને મુજતહિદ એટલે કે ઇસ્લામધર્મના દરેક આબનમાં સર્વોચ્ચ અને ધાર્મિક વડો ગણવો એવો ઠરાવ તત્કાલીન મૌલવીઓ કર્યો ત્યારે એક મૌલવીએ આનો સખ્ત વિરોધ કર્યો હતો. એ હતા શેખ જમાલુદ્દીન–મૌલાના આઝાદના એક પૂર્વજ. આ દાખલો ટાંકતા મૌલાના આઝાદે પોતાની સત્યાગ્રહીની વૃત્તિનો આધાર પોતાના ખાનદાનમાંથી જ શોધ્યો છે. શેખ જમાલુદ્દીનની નવમી કે દસમી પેઢીએ આઝાદનો જન્મ થયો હતો. જમાલુદ્દીનના વખતથી જ તેમનું ખાનદાન શ્રીસંપન્ન ગણાતું અને નવાઈની વાત તો એ હતી કે સાથોસાથ સરસ્વતીનો વારસો પણ ત્યાં ચાલ્યો આવતો હતો. આઝાદના લગભગ બધા જ પૂર્વજો વિદ્વાન તરીકે પંકાયેલા હતા.

૧૮૮૮ની સાલમાં ફીરોઝબખ્તનો જન્મ મક્કામાં થયો. એ જ આઝાદનું સાચું નામ છે. આઝાદ એ તો તેમનું તખલ્લુસ હતું અને અબુલકલામ એટલે કે શબ્દોનો સ્વામી એ તેમની લોકોએ આપેલી પદવી છે. ઘણી નાની ઉંમરમાંથી જ તેમની બુદ્ધિની ચમક દેખાઇ આવી હતી તેમના પિતા મૌલાના ખૈરૂદ્દીન એક જાણીતા વિદ્વાન હતા અને મૌલવી પણ હતા. તેમની પાસે જ આઝાદ ભણ્યા.

આઝાદની જ્ઞાનપિપાસા અદ્ભુત હતી. તેમ જ ગ્રહણશક્તિ પણ નવાઈ પમાડે તેટલી તીવ્ર હતી. ગમે તેટલો હોશિયાર વિદ્યાર્થી પણ ઓછામાં ઓછાં દસ વર્ષમાં જે અભ્યાસક્રમ– દરસેનીઝામીનો –પૂરો કરી શકે તે આઝાદે માત્ર ચાર વર્ષમાં જ પૂરો કર્યો હતો. આ અભ્યાસક્રમમાં અરેબીક અને પર્શિયન ભાષાઓ ઉપરાંત દર્શનશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ગણિત, ઇતિહાસ અને ભૂગોળનો સમાવેશ થયો હતો. ત્યારના રિવાજ મુજબ પૂરા કરેલા અભ્યાસનું શિક્ષણ બીજા વિદ્યાર્થીઓને સફળતાપૂર્વક આપવાની લાયકાત આવે ત્યારે જ અલીદુ પ્રમાણપત્ર આપવામાં આવતું. જનાબ આઝાદે પણ અધ્યયનની સાથે અધ્યાપન કરવાની શરૂઆત કરી અને તે પણ માત્ર ચૌદ વર્ષની ઉંમરે.

આ બધો અભ્યાસ અરેબીકમાં થયો. ત્યારબાદ ૧૯૦૫માં કેરોમાં આવેલા અલ-અઝહર વિશ્વવિદ્યાલયમાં વધુ અભ્યાસ માટે આઝાદ ગયા અને બે વર્ષ બાદ ૧૯૦૭માં તેઓ પાછા ફર્યા ૧૮૫૭ના બળવાના પ્રત્યાઘાતરૂપે તેમના પિતા પાશ્ચાત્ય કેળવણી અને પાશ્ચાત્ય જીવનના ખૂબ જ વિરોધી હતા. પરિણામે ૧૯૦૯માં તેમનું મૃત્યુ થયું ત્યાંસુધી અંગ્રેજી ભાષાનું આઝાદને જરા પણ જ્ઞાન ન હતું પણ ત્યાર બાદ તેમણે વ્યાકરણ અને શબ્દકોષની મદદથી અંગ્રેજી શીખવાની શરૂઆત કરી. તેમણે લખ્યું છે, ' મને મારા પિતાશ્રીએ અંગ્રેજી શાળામાં ન મોકલ્યો તેનું મને જરા પણ દુઃખ નથી એમા મે કાંઇ પણ ગુમાવ્યું નથી. મને લાગે છે કે જે મારે મેળવવાનુ હતું તે મેં અંગ્રેજી વગર મેળવ્યું છે. મારે જે શીખવું જોઇએ એ જ હુ શિખ્યો છુ ' અત્યારના વિદ્યાર્થીઓ અને વિદ્વાનો બને માટે આ વાત સમજવા જેવી છે.

જ આઝાદે લેખનકાર્યની શરૂઆત ઘણી નની ઉમરમાથી જ કરી હતી ૧૪ વર્ષની ઉમરે તેમણે સૌથી પ્રથમ પત્રનુ પ્રકાશન કર્યું. પત્રનુ નામ લીસેનમ સીદક. આ શબ્દોનો અર્થ છે સત્યનો અવાજ કોઇ પણ જાતની બીક સિવાય આઝાદે સત્ય —કડવુ પણ- કહેવાની શરૂઆત કરી. આ નીડરતા તેમના લાક્ષણિક સ્વભાવનુ એક પ્રમુખ અગ હતુ. ઉર્દૂના વિદ્વાન અને કવિ ખ્વાજા અલ્તાફહુસેન હાલીએ સર સૈયદ અહમદખાનનુ જીવનચરિત્ર લખ્યુ છે એ પુસ્તકનુ વિવેચન જ આઝાદે કર્યું અને લોકોનુ ધ્યાન તેમના તરફ ખેચાયુ.

૧૯૦૪મા લાહોરમા અજુમને- હિમાયતી - ઇસ્લામ નામની સસ્થાએ લિસેનમ સિદકના યુવાન અને તેજસ્વી પત્રકારને પોતાના વાર્ષિક દિને વક્તા તરીકે નિમત્ર્યા નવાઇની વાત તો એ કે આ પત્રકારને ત્યાર પહેલા કોઇએ જોયો ન હતો આઝાદ ગયા શ્રોતાઓમા નાઝીર, હાલી, ઇકબાલ વિગેરે ગણમાન્ય વિદ્વાનોનો સમાવેશ થયો હતા. પ્રવચનનો વિષય હતો ' ધર્મના બૌદ્ધિક સારતત્ત્વો ' કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે જાણીતા પત્રકારની ઉમ્ર માત્ર પદર સોળ વર્ષની હશે અને એ બાળક આ વિષય ઉપર બોલવાની હિંમત કરશે જ્યારે આઝાદનો પરિચય આપવામા આવ્યો ત્યારે સૌને લાગ્યુ કે આ છોકરો આઝાદનો પુત્ર હશે પરતુ જ્યારે એ વાત જાહેર થઈ કે એ પોતે જ મૌલાના આઝાદ છે ત્યારે સૌના આશ્ચર્યની સીમા ન રહી અને ત્યારબાદ આઝાદે કરેલા પ્રવચનથી તો એ આશ્ચર્યમા ઓર વધારો થયો. કવિ હાલીએ

તો આઝાદને 'શરીરે યુવાન પણ જ્ઞાનથી વૃદ્ધ' એ રીતે બિરદાવ્યા. આઝાદ ખાસ કરીને તો કવિ હતા. તેમણે નેરગે આલમ નામક એક સામયિક પણ શરૂ કરેલુ. ઉર્દૂના ઊગતા કવિ ભેગા થતા અને કવિતાનુ વાચન-વિવેચન કરતા. એમનામા નાદીરખાન નામનો ગાલિબનો એક શિષ્ય હતો તેને હમેશા શંકા થતી કે આ છોકરો- એટલે કે આઝાદ – ક્યાકથી ઉધાતરી કરેના શેર પોતાના નામે ચડાવીને બોલે છે એક વખત બને જણા એક પુસ્તકવિક્રેતાની દૂકાને ભેગા થઈ ગયા, નાદિરખાનને તક મળી અને તેણે આઝાદની પરીક્ષા લેવાનુ નક્કી કર્યું. 'યહ ન થે શટ ન ટો અમ્રુ ન હો'– એ લીટી આપીને તેણે શેર પૂરો કરવાનુ આહ્વાન મૌ આઝાદને આપ્યુ. મૌનાના નાદિરખાનની હુસ્થાઈ પામી ગયા અને તેમણે ગઝલ પછી ગઝલની શરૂઆત કરી આ અરસામા જ તેઓ આઝાદ નામથી જાણીતા બન્યા.

એ જમાનામા સર સૈયદ અહમદના લખાણોની ઘણી બહોળી અસર ત્યારના મુસ્લીમ વાચકો પર હતી સર સૈયદ અહમદ પાશ્ચાત્ય કેળવણી અને જીવનથી ઘણા જ પ્રભાવિત થયા હતા તેમણે લડનથી લખેના તેમના એક પત્રમા લખ્યુ છે "અંગ્રેજોની ખોટી ખુશામત કર્યા સિવાય જો હુ સત્ય કહુ તો હિંદવાસીઓ, પછી ભલે તેઓ ઉપના વર્ગના હોય કે નીચેના, મોટા વેપારી હોય કે નાના દુકાનદારો, ભણેલા હોય કે અભણને અગ્રેજી કેળવણી, સભ્યતા અને વ્યવહારની સાથે સરખાવતા તેઓ એક સુદર માણસ પાસે બેડોળ પ્રાણી જેવા છે, અંગ્રેજોને હિંદવાસીઓને મૂર્ખ પશુઓ કહેવાનો અધિકાર છે" સર સૈયદ અહમદના પ્રભાવથી મુસ્લીમ જગત અંગ્રેજો તરફ ઘણુ ઢળ્યુ હતુ. પરિણામે મિત્રોથી અનગ, રાજકારણથી અનગ ફક્ત પોતાની કોમની ઉન્નતિ અર્થે અગ્રેજો તરફ પૂર્ણ વફાદારી દાખવવાનુ માનસ મુસ્લીમ કોમમા કેળવાતુ ગયુ

આ અરસામા જ ફક્ત ચોવીસ વર્ષની ઉમરે ૧૯૧૨ની ૧લી જુને અલ હિલાલ (બીજ) નામનુ એક સાપ્તાહિક મૌ આઝાદે શરૂ કર્યું. ફક્ત છ માસના ટૂકા ગાળામા જ તેણે લોકજાગણીને જગ્રતી લીધી અને ગ્રાહકોનો આકડો ૧૧,૦૦૦ ઉપર પહોચ્યો માત્ર રાજકીય પ્રશ્નો નહિ પરતુ ધાર્મિક અને સામાજિક બાબતો ઉપર પણ આ પત્રે નીડરતાથી ચર્ચવાની શરૂઆત કરી. ૧૯૧૩મા અયોધ્યામા ગોવધને લઈને મુસલમાનોએ તુફાન કર્યું. મૌ આઝાદે તેમને શાત રહેવાની શીખ આપી. તેમનો આ અભિપ્રાય એટલો તો

અલગ પડી જતો હતો કે તેમના ખાસ મિત્ર હકીમ અજમલખાન પણ તેમનાથી જુદા પડ્યા.

૧૯૧૩માં ઓલ ઇન્ડિઆ મુસ્લીમ લીગની વાર્ષિક બેઠક લખનૌમાં મળી ત્યારે લીગના બંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો. બ્રિટન તરફ વફાદારી બતાવવી અને મુસલમાનોના હક્કો મેળવવા એવી મતલબની એક કલમના બદલે યોગ્ય સ્વાયત્ત સત્તા મેળવવી એ અર્થની કલમ ઉમેરાઇ. આમા 'યોગ્ય' એ શબ્દની સામે મૌ. આઝાદે પોતાનો સખ્ત વિરોધ દર્શાવ્યો. તેમણે જાહેર કર્યું કે લીગના બંધારણમાં વફાદારી વિષે કોઇ પણ જાતનો ઉલ્લેખ ન હોવો જોઇએ. પરિણામે તેમની સામે ઘણા આક્ષેપો થયા અને સરકારે તેમનું પત્ર બંધ કરીને તેમને નજરકેદ કર્યા. આમ છતાં આ કાળમાં પણ આઝાદના વાચન અને લેખનમાં ભંગ ન પડ્યો. એમણે ત્યારે તઝકીરા નામનું પુસ્તક લખ્યું. એમાં તેમના જીવનની સ્મૃતિઓ ગૂંથાઈ હતી આ પુસ્તક તેમની લાક્ષણિક શૈલીનું સુંદર ઉદાહરણ પૂરું પાડે છે આખુ પુસ્તક એક જ બેઠકે વાચવાની ઇચ્છા થાય એવું છે અને તો પણ એમ કહેવાય છે કે એમા મૌલાના સાહેબનુ હુંપણુ અથવા અહમ્ આપણને ખૂંચે એવો એક પણ પ્રસંગ નથી.

૧૯૨૦મા મૌ. આઝાદ ગાંધીજી સાથે પરિચયમા આવ્યા. ગાંધીજીએ તેમના ઉપર અમીટ અસર કરી અને હિંદુ-મુસ્લીમ ઐક્ય વિષેના તેમના વિચારો વધુ દૃઢ બન્યા.

અલહિલાલમા ૧૯૧૪ની ૬ઠ્ઠી નવેમ્બરે તેમણે લખ્યું છે. "મને લાગે છે કે વારવાર ચેતવણી આપ્યા છતા જો આપણી પરિસ્થિતિ આવી જ રહેવાની હોય તો વખત જતા એમ બનવું નવાઇભર્યું નથી કે દરેક મુસલમાન મસ્જિદમા જવા માટે પણ બ્રિટીશ સરકારની રજા માગશે, એટલુ જ નહિ પણ અઝાન, નમાજ અને રોઝા માટે પણ આવી જાતની રજાની જરૂરિયાત રહેશે. ઉપરાત, દર શુક્રવારે નીમધારની ટોચ ઉપર ઊભો ઊભો ખતીબ સીમલાથી આવનાર રજાના તારની રાહ જોશે અને પછી જ કામમા પડવાનું શરૂ કરશે." સરકારે 'અલહિલાલ'બંધ કરાવ્યા પછી મૌ આઝાદે ૧૯૧૫મા 'અલબલાગ' નામનું પત્ર તેમણે શરૂ કર્યું. આ બને પત્રો એક રીતે તો એક બીજાના પૂરક હતા અલહિલાલનું કાર્ય લોકોનો ભૌતિક ઉત્કર્ષ કરવાનો અને તેમના ભૌતિક સંબધો પરત્વે માર્ગદર્શન આપવાનુ હતુ, જ્યારે 'અલબલાગ' લોકોનો નૈતિક ઉત્કર્ષ સાચવવાનુ અને એમની નીતિ

વિષયક કલ્પનાને મઠારવાના ઉદ્દેશથી કાર્ય કર્યું હતું. આ બંને પત્રો આઝાદ સાહેબના સર્જનશીલ વ્યક્તિત્વને અને વિચારશીલ લેખકત્વને ઓળખવા માટે ઘણાં મહત્ત્વના નીવડ્યાં છે.

મૌ. આઝાદનો નીડર અને સ્વાતંત્ર્યપ્રેમી સ્વભાવ તેમનાં લખાણોમાં ઠેકઠેકાણે મળી આવે છે. તેમણે ઘણી વાર ભારપૂર્વક કહ્યું છે કે સ્વાતંત્ર્ય જ બધા પ્રશ્નોનો સાચો ઉકેલ છે. બ્રિટનો અને મવાળ પક્ષના કેટલાક મળ્યો – એક વાર ગાંધીજી પણ– કહેતા કે હિંદી જનતા હજુસુધી સ્વાતંત્ર્ય મેળવવા અને ભોગવવા માટે લાયક નથી. મૌલાના સાહેબનો આની સામે જવાબ હતો: " આવી મૂર્ખ દલીલ મે કયારેય સાંભળી નથી. મને એક જૂની કહેવત યાદ આવે છે કે જે માણસને તરતાં આવડતું ન હોય તેણે કયારેય પાણીમાં પડવુ જ નહી. જો દેશને સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે આ રીતે જ રાહ જોવાની હોય તો તો તે અનંતકાળ સુધી રાહ જ જોયા કરશે. પેલા તરવાનું ન જાણનાર જેમ એને પણ પાણીમાં પડતા રોકવાનો કોઇ અર્થ નથી."

બીજી એક જગ્યાએ ૧૯૧૪માં તેમણે કહ્યું કે " તમે મારી સામે જુઓ. હું તમારામાંનો જ એક છું. તમારી જેમ હું પણ માનું છું કે આપણા માટે કાં તો સ્વાતંત્ર્ય અથવા તો મૃત્યુ એ બે સિવાય ત્રીજો કોઈ માર્ગ નથી" ગાંધીજીને આઝાદ સાહેબના આ લાક્ષણિક સ્વભાવે આકર્ષ્યા અને ટૂંક સમયમાં આઝાદ તેમના નિકટવર્તી વર્તુળોમાં સમાયા એટલુ જ નહીં પણ વખત જતાં ૧૯૨૩માં ફક્ત ૩૫ વર્ષની નાની વયમાં તેમણે કોંગ્રેસનું પ્રમુખપદ પણ સંભાળ્યું. ત્યારપછી રાજકારણ એ જ તેમનુ જીવનકાર્ય થઈ પડ્યું. પરિણામે તેમનાં સાહિત્ય જીવનને ઘણો મોટો ફટકો પડ્યો.

એક યશસ્વી પત્રકાર અને વિશિષ્ટ મૌલિક લેખક ઉપરાત તેઓ સુંદર ભાષાંતરકાર પણ છે. તેમણે કરેલું કુરાનનુ ભાષાંતર આ વાતનુ ઉદાહરણ છે. સામાન્ય મુસ્લીમ જનતા ભલે મૌ આઝાદના રાજકીય સામાજિક અને વાઙ્મયિક જીવનથી અજાણ હોય, છતા, તેમણે કુરાને શરીફનુ ઉર્દૂ ભાષાન્તર કરીને સામાન્યમાં સામાન્ય ધર્મપ્રેમી મુસલમાનની ભાવનાને જીતી લીધી છે. આ પુસ્તક ઉર્દૂની એક શ્રેષ્ઠ અને ચિરંજીવ કૃતિ તરીકે સ્થાન પામ્યુ છે અને આ પુસ્તકની એક વિશિષ્ટ તેમજ નવાઈની વાત તો એ કે આનું અર્પણ એક અજાણ્યા મુસાફરની સ્મૃતિને કરવામાં આવ્યું છે. એ મુસાફર ઠેઠ કંદહારથી રાંચી સુધી પગે ચાલીને આઝાદ સાહેબને મળવા આવ્યો હતો. કારણ

માત્ર એટલું જ કે કુરાને શરીફની કેટલીક આયાતોનો સાચો અર્થ તે તેમની પાસેથી જાણવા ઇચ્છતો હતો.

તઝકીરા– આઝાદકી કહાની –ઉપરાંત તર્જુમાનુલ કુરાન માટે હુ ઉપર કહી ગયો. બ્રિટીશ સરકારે બીજા પુસ્તકને જપ્ત કરી તેની બધી પ્રતોનો નાશ કર્યો પણ ' ફ્રેંચ રેવોલ્યુશન 'ની નષ્ટ થયેલી હાથપ્રત અંગે કાર્લાઇલને બનેલુ તેમ મૌ. આઝાદે પોતાની સ્મૃતિમાથી તેનુ ફરી પ્રકાશન કર્યુ. આ ઉપરાત ગુબ્રેખતીર ( હૃદયનો ભાર ) નામનુ ઉર્દૂ પુસ્તક તેમણે લખ્યુ છે જે ઉર્દૂસાહિત્યમા ખૂબ ઊચું સ્થાન ભોગવે છે. કેરેવાને ખયાલ નામના પુસ્તકમાં તેમના કેટલાક પત્રોનો સગ્રહ છે.

પેલા પ્રખ્યાત કવિ–ચિત્રકાર દેગાસની વાત છે. એક વાર તેના મિત્ર મેલાર્મ પાસે તેણે ફરિયાદ કરી કે ' મારી પાસે ઉત્તમ વિચારો પુષ્કળ છે પણ તે કયારેય કવિતારૂપે બહાર નહીં આવી શકે. ' મેલાર્મે જવાબ આપેલો ' કાવ્ય એ ફક્ત સુદર વિચારોથી નથી લખાતુ, તે તો શબ્દથી લખાય છે ' એટલે કે માત્ર કવિહૃદય હોય એટલુ જ પૂરતુ નથી પરતુ સાથોસાથ કવિ-પ્રતિભા પણ હોવી આવશ્યક છે.

આઝાદ સાહેબની પ્રતિભા ખરેખર વખાણવા જેવી હતી તેઓ સાચા અર્થમા જ ' અબુલ કલામ ' હતા. એમના વિચારો વિવિધલક્ષી હતા અને એ વિચારોનો સુદર સમન્વય એમના લખાણોમા થયો છે. દરેક વિચાર સ્પષ્ટ અને નક્કર રૂપે જણાઈ આવે છે છતા બીજાથી તેને અલગ પાડવો શક્ય નથી, તેમના બૌદ્ધિક સ્તરને સમજવા માટે એમના પત્રો જ બસ છે. આ પત્રો લેખકની શૈલી અને લાગણીને જ અભિવ્યક્ત નહોતા કરતા; પરતુ એમા સબધિત વિષયોનુ ઊંડુ દર્શન પણ હતુ. તેમના મોટા ભાગના પત્રો નાટયાત્મક અભિવ્યક્તિથી ભરેલા છે. દરેક પત્ર એક આગવુ ચિત્ર દોરે છે જેમકે મોતી નામની ચકલી કે નહેર, કે સૈયદ અહમદ અને સાથોસાથ જાણેઅજાણે કેટલાક તાત્ત્વિક સત્યો પણ પૂરા પાડે છે.

મૌ આઝાદના લખાણો એમના જમાના ઉપર એક અમીટ છાપ પાડી ગયા છે દેશાભિમાન અને આદર્શાભિમુખ વલણ તેમના લખાણમા ઠેરઠેર જણાઇ આવે છે તેમની બહોળી વિચારદૃષ્ટિ અલહિલાલમા જોવામા આવે છે અને અલબલાગમા તેમની ઊંડી વિચારશક્તિનો પરિચય થાય છે. તઝકીરા

તેમની લાક્ષણિક શૈલી સમજાવે છે અને કુરાનનું ભાષાંતર તો સાક્ષર આઝાદનું એક જીવનચિત્ર જ ખડું કરે છે. તત્કાલીન સમાજની જાગૃતિનો અભ્યાસ કરવા માટે તેમનું સમગ્ર સાહિત્ય ઘણી મદદ કરી શકે તેમ છે*।

---

* આ લેખ માટે મુખ્ય આધાર ૨વ. મહાદેવભાઈએ લખેલા અંગ્રેજી ચરિત્રનો તથા સાહિત્ય અકાદમીના 'ઇન્ડિયન લિટરેચર'ના બીજા અંકનો લેવાયો છે.

કાન્ત રાવળ

## 'આજની વ્યક્તિ – નિકોલાઈ ગોગોલ'

જીવનનાં બીજા ક્ષેત્રોની જેમ સાહિત્યમાં પણ તકવાદીપણું – ના, એના કરતા પ્રસંગનિષ્ઠતા શબ્દ વધુ યોગ્ય છે. – કેટલું વ્યાપ્ત બન્યું છે તેનો પુરાવો આ નોંધ છે. રશિયાનો એક યુગપ્રવર્તક એવો સાહિત્યિક નિકોલાઇ વાસિલીવીચ ગોગોલ [ Nikolai Vas.lyevitch Gogol ] આજે સમયના વહેણમાં પાછો લોકસ્મૃતિમાં ઉભરાયો છે. કોઈ સર્જક કે સર્જન સાથે આપણા જમાનાનું એકાદ વર્ષ તાલ મેળવે –અર્ધશતાબ્દિ, શતાબ્દિ કે એવા જ કોઇ સંબંધથી –ત્યારે આપણે જાગીએ છીએ.અને પછી પેલા વિશિષ્ટ લેખક માટે 'વા તો કૃતિ માટે લેખન કરીએ છીએ. ગોગોલની ૧૫૦મી જન્મશતાબ્દિ માર્ચની ૨૦મીએ ઉજવાઈ ગઈ, આ તકનો લાભ ઘણાએ લીધો અને હવે હું પણ લઉં છું.

અત્યારે એક આશ્વાસન મારે માટે ઘણું છે કે 'માનસી'નો કોઇ વાચક રશિયન નહીં હોય; નહીં તો ગોગોલ જેવા અસામાન્ય પ્રતિભાશીલ સાહિત્યિક માટે લખવાનું ધારિષ્ટ્ય હું ના બતાવત. વધુમા એ પણ કહું કે આ મેં લખ્યું નથી, પણ સંકલિત કર્યું છે. મારે પ્રાંજલ રીતે જણાવવું જોઈએ કે હું માત્ર સંકલક છું.

અને અહીં ગોગોલની પ્રતિભાનું વિવેચન પણ હું આપતો નથી. આ તો માત્ર ઇતિહાસ છે, અલબત્ત વ્યક્તિનો.

ગોગોલનો જન્મ આજથી દોઢસો વર્ષ પહેલા ૧૮૦૯ના માર્ચની ૨૦મીએ રશિયાના એક પરગણા યુક્રેનમાં થયો હતો. તેના ગામનું નામ સોરચીન્સી.

અને તેનુ મૃત્યુ ૧૮૫૨મા ફેબ્રુઆરી મહીનામા થયુ. કહેવાય છે કે ત્યારે તેને કોઈ ધાર્મિક બાબતમાથી ઉન્માદ થયો હતો.

ગોગોલ આવ્યો અને ગયો; પણ એના જીવનના ૪૩ વર્ષોએ રશિયાને ઘણુ આપ્યુ.

૧૮૩૦ સુધી રશિયાના સાહિત્યમા કવિતા વધુ હતી, પણ ત્યારબાદ એટલે કે ગોગોલની પહેલી વાર્તા on the Lve of St. John's Day [આ અકમા વાર્તાનો અનુવાદ છપાયો છે.] પ્રસિદ્ધ થઈ તે અરસામા જ રશિયન ગદ્યને સ્થિરતા સાપડી. ગોગોલની વાર્તાએ રશિયન સાહિત્ય પર એક અમીટ અસર કરી છે. એના પુરોગામી ગદ્યલેખકોમા એ. ઇઝમાઈલોવ (૧૭૯૬); નારેઝની (૧૮૧૪), ઇવાન વિઝીગીન (૧૮૨૯)નો લેખક ટી. બુલ્ગેરીન એમ ઝોગોસ્કીન આદિના નામ આપી શકાય

પણ રશિયાનો વાસ્તવવાદ સાહિત્યમા લાવવાનુ કામ તો કર્યુ પુશ્કીને (૧૭૯૯-૧૮૩૭ અને લારમોન્ટોવે (૧૮૧૪-૧૮૪૧) ગોગોલ ઉપર પુશ્કીનની ઘણી અસર હતી તેની બે શ્રેષ્ઠ કૃતિઓ. The Revizor (૧૮૩૯) અને The Dead Souls (૧૮૪૨)નુ વસ્તુ સૂચવનાર પુશ્કીન જ હતો.

ગોગોલની કૃતિઓમા Evening on a Farm near Dikanka, Mirgorod, Arabesques, The Revizor*. The Greatcoat અને The Dead Souls એટલી ખાસ કરીને વધુ જાણીતી છે

ગોગોલની શૈલી વિશિષ્ટ પ્રકારની છે, તેના પાત્રોની વ્યક્તિરેખાઓ પૂર્ણ લાગે છે, તેમનામા ચેતન છે અને તેમના વ્યવહારમા એક પ્રકારનું સામંજસ્ય જોવા મળે છે, ભાષા પણ અલંકારપ્રચુર અને પ્રવાહી છે.

તેવી જ રીતે તેની કૃતિઓના હાર્દમા જઈએ તો રશિયન વાસ્તવવાદ ત્યા વ્યાપ્ત થયેલો દેખાશે પણ તેની પ્રકૃતિ 'અદ્‌ભુત-રમ્ય પ્રિય' એટલે કે Romantic હોવાથી તે જે જુએ છે, સાભળે છે કે અનુભવે છે તેને વધારીને- ક્યારેક તો વાચકને ખટકે તેટલા પ્રમાણમા પણ- મૂકે છે છતા તેમા પણ પ્રવાહનો અવરોધ થતો નથી, તેમ વાચક પણ ક્યાય મૂઝાઈ જતો નથી.

---

* આ પુસ્તકના અનુવાદ ઘણી ભાષાઓમા થયા છે. ગુજરાતીમા શ્રી ચુનીલાલ વાળાનુ 'અમલદાર સાહેબ', મરાઠીમા શ્રી પુ. ગ. દેશપાંડેનુ 'અમલદાર', અને અંગ્રેજીમા The Inspector General એમાના જ છે

ગોગોલની બીજી પણ એક વિશિષ્ટતા છે કે તેને પોતાની ત્રુટિઓની બરાબર ખબર હતી. તેથી તેની પ્રતિભા અને પ્રકૃતિ વચ્ચે હમેશા સંઘર્ષ ચાલ્યા કરતો અને આ જ વસ્તુ તેને ઊંચે લઈ જનાર નિવડી

બસ ! વધુ કંઇ લખવાનું રહેતું નથી. ગોગોલની કૃતિઓ મેં વાંચી નથી, તેથી અધિકારપૂર્ણ શૈલિથી તેનું વિવેચન કરવા હું સમર્થ નથી.

તેના જીવન અંગેની સામાન્ય માહિતી એટલે કે તે ક્યાં ઉછર્યો, ક્યાં ભણ્યો, ક્યાં રહ્યો અને ક્યાં મૃત્યુ પામ્યો ઇત્યાદિ મેં આપી નથી એ બધું ઘણી જગ્યાએ છપાયું છે. The Illustrated Weekly of Indiaનો ૨૨મી માર્ચ '૫૯નો અંક જોવાથી તે અંગેની જિજ્ઞાસા સંતોષી શકાશે.

એટલે હવે વધુ લખવાનું નિરર્થક છે. ગોગોલના જીવન માટે અને તેના સાહિત્ય માટે બધું કહી શકે એવું એક અંગ્રેજ વિવેચકનું અવતરણ આપીને હું અટકીશ અવતરણ અંગ્રેજીમાં જ આપું છું.

"The author (એટલે કે ગોગોલ) displays in his incredibly sharp eye for all that is ugly and vulgar' Behind the tedium of our petty existence he sees, as it were, the presence of some transcendental. Evil power, which wants to drown all life in vulgarity and drabness. Gogol's art became a fight with this power which he felt, not only the surrounding world, but also in himself. Hence he attacked it all the more fiercely through his vindictive 'realism' and through his cruel laughter"

શરદ દવે

જીવનની ગતિ તેમ જ પ્રગતિ બંને માટે ખરું જોતાં મૂર્તિપૂજન જેટલું જ મૂર્તિનું ખંડન પણ આવશ્યક છે. વ્યક્તિના જીવનમાં અગર તો સમગ્ર સમાજના જીવનમાં કાળ મોટે ભાગે આ મૂર્તિખંડનનું કાર્ય કરતો હોય છે. કોઇ કોઇ વાર કાળથી પણ આગળ દોડવાની શક્તિ ધરાવતા દ્રષ્ટાઓ અગર વિચારકો આ કાર્ય કરે છે.

[સુવર્ણ રજ] વિ. સ. ખાંડેકર.

વિ. ક. વૈ.

# વાસરિકા

મુંબાઈ સરકાર પ્રત્યે ઉપકારની લાગણી દર્શાવીને આ વખતે શરૂઆત કરવી એ યોગ્ય ગણાય 'ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ' એ વ્યાખ્યાન-ગ્રન્થિકાને એ સરકારે આપેલી સંગીન રકમના પારિતોષિકનો આ ઉલ્લેખ છે એ તો સમજાશે

મારું સૌથી પહેલું લખાણ શંકરાચાર્ય-જયન્તી વિષેનું, પદ્યમાં છે તે, સાપ્તાહિક 'ગુજરાતી'માં ૧૯૧૯ના ઉનાળામાં છપાયું હતું. એ રીતે, લેખક અને તંત્રી અને સારકારિક કાર્યકર તરીકે ચાળીસ વર્ષ આ ઉનાળે પૂરાં થયાં વિદ્યોપાસના તથા સાહિત્યસેવાની આ ચાળીસીના છેલ્લા દસકામાં (૧૯૪૯થી હમણાં લગી) દેશનાં પ્રજાકીય રાજ્યતંત્રોમાંની, આ વિષયને પ્રસ્તુત એવી, સૌરાષ્ટ્ર સરકાર, દિલ્હીની કેન્દ્ર સરકાર તથા હવે મુંબાઈ પ્રદેશ-રાજ્યની સરકાર—ત્રણેએ જુદી જુદી રીતે, યથાપ્રસંગ, ઊંડા ને ઉષ્માવન્ત સદ્ભાવપૂર્વક મારા નમ્ર કાર્યની કદર કરી છે એ હકીકત નોંધતાં,—વળી આ પારિતોષિક જાહેર થતાં જે જે સ્વજનો—સ્નેહીઓએ ખુશાલી દર્શાવી છે તેમને સર્વને પણ આભારપૂર્વક યાદ કરી, સરકારોમાંના જે જે મિત્રો-મુરબ્બીઓ, સજ્જનોએ, ગુણજ્ઞતાપૂર્વક સહાયતા આપી-અપાવી છે, તે સર્વનો ઋણી છું—છું ને હમેશ રહીશ એમ કહેતાં, આનન્દ થાય છે

નવાં બે માનસસન્તાન. એમાંના એકનું નામ છે ગત શતકનું સાહિત્ય, બીજાનું, સૌરાષ્ટ્રનો મન્ત્રીશ્વર પહેલામાં ઈ. સ. ૧૮૫૦થી શરૂ થતા ગુજરાતી સાહિત્યના એક સૈકાથી પણ કાંઈક મોટા કાલખંડના કેટલાક અંશો પર ન્યૂનાધિક વિસ્તારથી દૃષ્ટિપાત કર્યો છે સંશોધનવિવેચનાત્મક એ વ્યાખ્યાનકાર્યો જગત્પ્રકાશ દેખશે ભારતીય વિદ્યાભવન દ્વારા ક્યારે? જુલાઈ કે ઑગસ્ટમાં. થોડી વધુ વીગત બંનેની, આવતા અંકે

૧૯૫૫ના ઑગસ્ટમાં, "ગગા ઓઝા"ના નામે હિંદ-બ્રિટનમાં ગઈ પેઢી લગી સુવિખ્યાત પુણ્યશ્લોક ગૌરીશંકર ઉદયશંકર ઓઝાના જન્મને દોઢસો વર્ષ પૂરાં થયાં ત્યારે (ભાવનગર સિવાય) અન્યત્ર તેમ જ મુંબાઈ

રેડિયો પરથી સુદ્ધાં એ પ્રસંગ ઉજવાયાનું તમો કેટલાંકને યાદ હશે. એમનું નવેસર સંક્ષિપ્ત ચરિત્ર લખવાનું કાર્ય, સ્મારકમંડળના મુખ્ય વિશ્વસ્ત-મહાશય, ગગાભાઈસાહેબના પ્રપૌત્ર શ્રીયુત મોતીભા હરિભાઈ વિજયશંકર ઓઝા તથા એમના માનવંત સલાહકાર માગ સ્નેહી નાટ્યપંડિત (ડૉક્ટર) રમણલાલ ક. યાજ્ઞિકે સોંપેલું. એ 'સૌરાષ્ટ્રનો મન્ત્રીશ્વર' પણ ઉપલાની જેમ છપાવા માંડ્યું છે ને બે-ચાર માસમાં પ્રગટ થશે.

**જૂના-નવા શબ્દો :** ઉપાધિ દાક્તરીની ન હોય ત્યારે 'ડૉક્ટર'નું 'પંડિત' કરવું એ તો, લૅટિનના પલ્લવગ્રાહી પાણ્ડિત્યપૂર્વક અગાઉ એક વાર (Doceo='હું શીખવું છું') ચર્ચ્યું જ હતું. આજે એની પૂર્તિરૂપે કહેવાનું કે એવા બિન-વૈદકીય ડૉક્ટરોને હવે, આપણી ભાષાઓને મળતો સંસ્કૃતનો લાભ લઈ ને, પ્રત્યેકનો વિષય આગળ જોડીને, ઉપરના નમૂનાની જેમ આમ આમ લખવા માંડવામાં ઔચિત્ય ગણાવું જોઈએ: ઇતિહાસ-પંડિત પ્રો. જો. સાંડેસરા; પત્રકારત્વપંડિત ર. રૂ માર્શલ; વિજ્ઞાનપંડિત ભ. ક. વૈદ્ય કે ન. મૂ. શાહ. આમાંનો પહેલો શબ્દ પહેલી વાર આખો લખી, પછી સંક્ષેપે લખવાનું: ઈ. પં., પ. પં., વિ. પં. વગેરે.

**ભાષાનું સ્વદેશી :** આ વિષય એટલે કે માતૃભાષા બોલીએ-લખીએ ત્યારે એમાં વિશુદ્ધિ બલ્કે સ્વાભાવિકતા હોવી જોઈએ જ એનો આગ્રહ ધરીને કરવાની ચર્ચાઓનો વિષય એ બરાબર સમજો-વિચારો તો આખર જતા તો પ્રજાના સ્વમાનનો તથા સંસ્કારશુદ્ધિનો વિષય છે—આ ભાષાસંપત્તિને દાટી રાખ્યા વિના વાપરવાનો છે. આ કારણે તેના પર સવિસ્તર લેખ કે લેખમાળા કોઈક વાર લખવી છે. એ બની શકે ત્યાં લગી આ તમારા નવા ભણતરની પા-પા પગલી તરીકે, તમો દરેક આત્મપરીક્ષાની દૃષ્ટિએ આટલું તો પોતે પોતાને પૂછવું એમ વીનવું છું: "મારે father છે કે બાપ યા તો પિતા?" "મારે wife છે કે પત્ની યા વહુ યા તો ઘરવાળી?"

(મગજ એવું થઈ ગયું છે કે એની આગ-ગાડી અમુક પાટે ચઢી એટલે પાટો સહેજે બદલાતો નથી, સજગ આત્મારૂપી સાંધાવાળાના અભાવે, તેથી, લંબાવું છું.)

ઘરવાળીની વાત કરતા, સ્ત્રીઓમાંની અમુક-અમુક આ તરેહની સાંભળેલી યાદ આવે છે, જેણીઓએ કદી અંગ્રેજીની નિશાળે બેસી, એની

" થાળી પર ધૂળ " સરખી નાંખી નથી ને છતાં, પોતપોતાના ભાઈ કે બાપ કે વરની બોલચાલમાંથી ઉઠાવી લીધેલ લજ્જા પોતાનાં ચોખ્ખાં ગુજરાતી વાક્યોમાં, પોતે આંગ્લ-મોહરૂપી પાપ નહિ પણ મોટું કોઈ ગંગા-સ્નાન જેવું પુણ્ય કરતી હોય તેમ, આમ ઠેમવી દે છે-ઠેમળ્યે જ જાય છે :

" હાય રે મા ! ઘ એક્સિડંટ તો એવો થઈ ગો કે એની વાત સાંભળીને જ મને તો જાણે હાર્ટ-અટેક થઈ આવ્યો, ને મને વાત કહેતા'તા એણે વાંસે હાથ ફેરવી ધીરજ નો આપી હોત તો મારી કન્ડિશન સીરિયસ થઈ જાત. "

**બંગાળની ભાષા ભક્તિ** જ્યારે પણ આવું સાંભળું છું ત્યારે મને વર્ષો પહેલાંનું સર નારાયણ ચંદાવરકરનું એક ભાષણ યાદ આવે છે. પોતાના બંગાળના પ્રવાસની એ પ્રસંગે વાતો કરતા એમણે, બંગાળી સ્ત્રીઓ બંગાળીમાં વાત કરતી હોય ત્યારે એમાં અંગ્રેજી શબ્દો હોતા નથી એ હકીકત ભણી શ્રોતાઓનું ધ્યાન ખેંચ્યું હતું.

આજની બંગાળણો પણ એવી જ માતૃભાષાભક્ત હશે ને ! કે ના, ગુજરાતણોની જેમ ભાષા-વટાળે કરીને વટલેલી મનારીઓ બની ગઈ હશે ?

આકરા પણ ધર્મવિષયના આવા શબ્દો જાણીજોઈને જ વાપરું છું— શાથી જે, સ્વરાજ્યના બારમા વર્ષમાં તો માત્ર માગો નહિ તમો અર્થનો પણ જે ભાષાધર્મ હોવો ઘટે, આ દેશના પ્રત્યેક નાગરિકે તથા નાગરિકાએ આપણા જે પ્રકૃતિસિદ્ધ ભાષાકુલની પરંપરાના તત્ત્વસ્થ-સ્વરૂપને પરભાષાની મોહમયી પ્રમાદમદિરા પાછે જ રાખવાની ઉપર કહી તેટલી હદ સુધીની બૂરી લતને છોડીને, સુરક્ષવાના છે, તેની બાબતમાં આપણી મૌની હોવી જોઈએ એ તે મારી કાચી નહિ પણ પરિપક્વ લાગણી આ પ્રકારની છે (ભાષાન્તર, ન્હાનાલાલનું; અમુક સ્થળે સહજોચિત ફેરફાર કર્યાનું તો સમજાશે ):

સ્વભાષા હણી કેમ પામીએ સુખ ? વાચક !
કુલનાશી કર્યા હોય, ભાષાદ્રોહનું પાતક.
મોહમૂર્છિત હૈયાના જો કે તે પેખતા નથી

\- \- \-

ભાષાનાશે નાશ પામે સંસ્કારો સનાતન,
ભાષાના ધર્મનાશે રે! આખું વર્તે અધર્મના.
અધર્મે ઘેરતા થાય દુરાચારી કુલસ્ત્રીઓ,
સ્ત્રીઓ દુષ્ટ થતા બન્ધો! જન્મે છે વર્ણસંકર.

યાદ રાખજો બરાબર, કે અહીં આજે મે જે ટીકાબાણુ વછોડયા છે તે અંગ્રેજીના અંગ્રેજી તરીકે ભણવા સામે હરગીજ નથી, તેમ એ ભાષા એની ખરી જરૂર હોય ત્યા ને ત્યારે સળંગપણે વાક્યારંભથી વાક્યાન્ત પર્યન્ત બોલવા-લખવા સામે પણ નથી. તમારો પણ કોઈક દહાડો થશે તે મારો વિરોધ, કટ્ટર વિરોધ, તો છે ને રહેવાનો છે તે ગુજરાતી, બંગાળી, હિંદી વગેરે ચોટ્યોમા જે નાહકની વર્ણસંકરતા અણાય છે ને જે બેહદ, બેફામપણે વધતી જ જાય છે—તેની સામે છે અને શા માટે? એટલા માટે કે ઉપર આપ્યા છે તેવા દાખલામા એવું બનતુ હોય છે કે જે દારિદ્રય હિન્દી ભાષાઓમા છે નહિ, તેને જાણે પરાણે જગત પાસે પ્રદર્શિત કરીએ છીએ આ શું ક્ષુદ્ર ગુલામી નથી? આ તે શું નજીવું પાપ છે કે એની સામે ધર્મયુદ્ધ ન જગાવવુ, ન ખડાવવુ?

## વિનોદકાન્તની ગુફતેગો

આ તમાર પ્રયોગવાદીઓ કવિઓ-અવિઓ પણ કેટલા દુર્ભાગી છે કે હુ બીજુ કાંઈક વાચતો હોઉં ત્યા એમને જ આમાનીથી કંપવા-ફરવા જેવુ કાંક મોઘ છરો, કોઇ સ્તનો-અણુધારી જગ્યાએથી મળી આવે છે આવુ મને ત્યારે તો માગે, આવા સહેજે સાપડેલ સદ્ભાગ્યનો ઉપયોગ વાચકોની સ્મૃતિને ચીમળાતી અટકાવવા, મને કમને કરવો જ રહ્યો

એ લહાવો અનાયાસે એવી રીતે મળ્યો કે છેક મેટ્રિકના દિવસોથી માનીતા નિબન્ધ-સ્વામીઓ વૉ અવિંગ તથા મૅમયેની ૧૦૦મી સંવત્સરી આ વર્ષે (નવે ડિસે મા) છે તેથી એમના કયા કયા મારી પાસેના મોટા નિબન્ધસંગ્રહમા છે એ જોવા પાના ફેરવવા માંડ્યા ત્યા તો નજરે પડ્યો અમેરિકી નિબન્ધી જ્હોન બરેઝનો (૧૮૩૭–૧૮૨૧) 'મિટ્સ ઑફ ક્રિટિસિઝમ' એના બે વાનેના ભાગમા તેણે પોતાના સમયના મહત્વાકાંક્ષી કવિઓ વિષે કહ્યું છે It is not so much that they have something to say, as that they are filled with a desire to say something.

આ દેશના અત્યાધુનિક, કવિતામાત્રના સત્તાનાશનિક, લવિઓના ભગજ પણ એવી લિપ્સાના ભરજથી પિડાતા માલુમ પડ્યા છે, અને તે એટલે સુધી કે ૧૯મી મેની રાતે રેડિયો પર આકાશવાસી ધૂમકેતુ તથા પાતાળવાસી વાસુકિ વચ્ચે, સાપ્તકાલીન સેપ્ખન વિષે આછી શી ઝપાઝપી બોલી ત્યારે આ બીજા, જે પહેલા 'નિશીથ'ના સુકવિ હતા ને હવે ગુજરાતના લવિરાજપદે જેમણે પોતે ડિસે '૫૭મા પોતાનો રાજ્યાભિષેક કરી લીધો છે, તેમણે ઇંગિતથી જાણે એમ જ કહી નાખ્યુ કે વ્યાસ-વાલ્મીકિએ પણ પોતાના કાવ્યો માટે પોતાના સમકાલીન જીવનમાથી વસ્તુ લીધેલ, એટલે, અમે એવી જ રીતે અમારી પ્રયોગવાદણોને તમારી સમક્ષ મુજરો કરતી રજૂ કરીએ છીએ તે બધી કૃતિઓને તમારે નાનકડા નવા મહાભારત ને રામાયણ તરીકે મૂગે મોએ સ્વીકારી લેવી જ લેવી આ સાભળ્યા પછી (તમારી વાત તમે જાણો) હુ તો આવતા 'સસ્કૃતિ'મા કોઇક પ્રેતાત્મક વિદ્યાવાળાની મદદથી સાબિત કરાયેલુ એવુ વાચવાની વાટ જોઈ બેઠો છુ કે રૉબર્ટ ફ્રોસ્ટ પૂર્વજન્મમા મહર્ષિ વ્યાસ હતા અને ટી. એસ. ઇલિયટ, વાલ્મીકિ ભીન.

રેડિયો પર જ એપ્રિલમા ભરાયલા સાહિત્યમેળામા બીજુ કેટલુક સારુ હતુ તેમ આ પણ હતુ "નવી" કવિતાની અભિવ્યક્તિના ઢંગ રીતે, વધુ તો સમજુ સૌ શ્રોતાઓને, વિષ્ણુભાઈએ આ વિષયનુ પોતાનુ અસલ દૃષ્ટિબિન્દુ ( ઓલ્યા નાગરાજ વાસુકિ-એમની જાતના કુદરતી દુશ્મન ગરુડના અભાવે—આ વિષ્ણુને રેઢિક વર્ષ પર હસેના સારી પેઠે પણ વિરત્રિ એ નિજ સાધુતાના પ્રભાવે એ ઝેરના અમી કરી લઈ) ફરી એક વાર વધારે દૃઢતાથી અને વિશદતાથી, પ્રયોગવાદી કવિતામા લય નથી, કલા નહિ એ છે હુનર વગેરે સમજાવ્યુ. ઉમાશકરે પ્રયોગવાદીઓના પરપરિતો ( કે ફરફરિતો, જે હોય તે ) સારા બેશ હોવા વિષે વિનૃત્તાપૂર્વક ચીંથરા ફાડ્યા, અને આ લવિ-લોકોને નવા લાધેલા વકીલ જ્યોતીન્દ્રે ( જાણે "જીભ ગનોફામા" રાખી ), મમ મેરા હલીન દેખાડો કરતા એવુ એવુ કહ્યુ જે મિલ્ટન-સર્જ્યા મોટા સેતાન બીએલઝેબમની વાક્ છટાના આવા લક્ષણવન્તુ મને તો લાગ્યુ.
" To make the worse appear the better reason. "

( તે દિ' જે સુણાયુ ને જેવુ સમજાયુ તેના આધારે થયેલ ઉપલા કામચલાઉ વખાણ-વખોડ, બન્નેને, એ સભાપણે છાપેલા વાચીશ પછી ફેર-વિચારવાની મારી સ્વતત્રતા કાયમ છે એટલુ, જરા, ન ભૂલિયે જી!)

જતા જતાં એક-દોઢ વાત ઓર કરી લઉં. 'કવિતાનું કવિતાની 'ગોખમાં' (ઉમાશંકર) કે 'ચિરકુમારી' (બાલમુકુન્દ) જેવાં નિભાવી લેવા જોગ કંચન-કથીરમાં લાવ્યોનું છટાબંધ પઠન માગ વિના સુખે થતું સાંભળીએ ત્યારે એ છેક ખોટી લાગતી નથી, પણ એ મભાર'જનોઓ 'જાય ત્યારે? ત્યારે તો તેણીઓ એવી દેખાય છે જેવું પાકિસ્તાન નકશા પર જનાબ ઝીણાને દેખાયું હતું · moth eaten, truncated; અને 'કુમાર' પણ આ "ઘણા માસ્તરો અત્તરા લઇ ફરે છે ગુણી ગુર્જરી બોડવાનું કરે છે" — વાળા નવા ફિરકામાં ક્યા લાભે-લોભે ભળ્યું હશે !—— જાણે.

## ફૂલ અને પથ્થર

**તંત્રીશ્રી 'માનસી' :** 'માનસી' (જાન્યુ.-માર્ચ '૫૯)ની વાસરિકાએ 'માઇકલ'નું 'દુલાણી' અને 'ઑમ્નિબસ'નું 'મનગાડી' કરી સ્વભાષાની સમૃદ્ધિનો સરળ માર્ગ બતાવ્યો તે બદલ 'માનસી'ને અભિનંદન ઘટે છે. હવે અન્ય અંગ્રેજી શબ્દોનો એ જ પ્રમાણે 'નિકાલ' કર્યા બાદ 'નિકાલ'નો પણ 'નિકાલ' કરવાનું 'માનસી' હાથ ધરશે એવી આશા રાખું છું. કારણ અંગ્રેજી પછી ફારસી, ફારસી પછી અરબી, એમ ઉત્તરોત્તર વિદેશી શબ્દોને તિલાંજલિ આપવાનું 'માનસી'ના 'ભાષાવિશુદ્ધિ પ્રેમી' તંત્રી સિવાય અન્ય કોણ હાથ ધરી શકે?

આમ વિદેશી શબ્દોનો સ્વદેશી ભાષામાંથી સંપૂર્ણ નિકાલ થતાં 'આ' આપણી સ્વદેશી ભાષા ખરેખર કઇ?—સંસ્કૃત? પ્રાકૃત કે અન્ય કોઇ?—તે મહેનતાઈથી જડી આવશે અને તેનો યશ આપને જ મળશે તે આનંદનો વિષય છે.

(ભુજ તા. ૨૫-૩-૫૯) લિ. આપનો **કૌશિક બક્ષી**

[ચર્ચાપત્રો માટેના અમારા કાયમી મથાળા હેઠળ ઉપલું ખુશીથી છાપીએ છીએ. (ખાસ ખુશી એટલા માટે કે વ્યવસાયે લેખક નથી તેવા માનવંત ચર્ચાપત્રીએ વાસરિકાકારનાં વિધાનો, અને સહકારે પણ સાચવીને ચર્ચવા જેટલો સક્રિય રસ ચર્ચાપત્ર લખાણમાં લીધો છે.—તંત્રી (વિ.) ]

હવે વાસરિકાવાળો લખે છે: મારા એ વિભાગનાં લખાણ પહેલાપુરુષ-એકવચની હોવાથી, એમાંના વિચારોને ત્રૈમાસિકની પત્રનીતિ અનુસાર

માની લેવાયા એ યોગ્ય થયુ નથી ચર્ચાપત્રમાની મુદ્દાની વાતનો કેટલોક ગણિો તો આ વખતના એ વિભાગમાથી સર્વ વાચકોને આપોઆપ, અમુક અશે તો, મળશે. એ સિવાય હજી કેટલુક સિદ્ધાન્તદૃષ્ટાન્તપૂર્વક મારે કહેવાનુ છે એની તક લઇશ છેલુ એટલુ કે ભિન ગ્રેજી ભાષાઓની વાત ચર્ચાપત્રમા છ તો અનસ્તુત (કેમ કે મૂળ નોધ અગ્રેજી શબ્દો અગે જ હતી), પણ એની ચર્ચાપે સ્થળાભાવે મુલતવવી પડે છ          વિ. ક. વૈ

## મન્દિર-ચૂસ્ત

૧ ૮૦મો છે આ અક એનુ એશાપણુ યાને વિશેષતા જે કાંઈ ખરેખર રજૂ થઈ શક્યુ છ તે વાચનાર જોઈ શકશે જોશે ને કદર કરશે એવી આશા છે

૨. એ કદરને દરેક વાચનાર શકય તેટના વધુ ગ્રાહકો મેળવી સક્રિય બનાવે એમ ઇચ્છીએ છીએ ગ્રાહકો વધતા ત્રૈમાસિકને પૈસા મળશે એ લાભ તો મુકાબલે ગૌણ હવે ગણીએ છીએ મુખ્ય લાભ થશે તે આ અનેકોની ઘણી જાતની મહેનતથી, ભારે ખોટથી પુરા પડાતા આ વાર્ષિક સેકડો પાનાના શિષ્ટ વાચનનો લાભ લેનાર વધે તેટલુ વધુ સાર્થક્ય લખકો તથા અન્ય કાર્યકરોના શ્રમ ને સમય ને દ્રવ્યના વ્યયનુ થશે.

૩ વિશેષ મદદના રૂ ૧૦–૧૦ આ બે ગૃહસ્થો તરફથી મળ્યા છે એ સાભાર સ્વીકારીએ છીએ (૧) રા રા જેઠાલાલ મો આણદજીવાળા, (૨) "એક બન્ધુ"

૪ ઋણ-સ્વીકાર: (૧) સ્વ કવિ ખબરદારના પત્રો આ અક માટે અમારી વિનતિ પરથી મોકલનાર રા મૂળજીભાઈના તથા સ્વ કપિનભાઈના બ્લોક માટે ભાવનગર સમાચારના આભારી છીએ (૨) જુનાઈ-સપ્ટે. 'પટના તથા આ અકના પૂઠાના સુશોભન અહીના પ્રસિદ્ધ ચિત્રકાર રા સોમાલાલ શાહના માયાળુ સહકારને આભારી છે (૩) 'આપણુ જવહર' એ ક્રમિક પ્રકાશન માટે મૂળ પુસ્તક મેળવવામા રા નવીનચન્દ્ર ર મહેતા તથા રા સુનકુમાર કા દેસાઈએ કરેના મદદ માટે બનેનો ઉપકાર માનીએ છીએ —વિ ક વૈ (૨૫-૫-૫૯)

# મંજૂષા

## દિવ્ય શ્રુતિ

[ શ્રી અરવિન્દરચિત 'છેલ્લાં કાવ્યો'માંથી, અનુવાદક રજનીકાન્ત ]

સૌ નાદ ને સૌ સાદ બનિયા, સાદ તારો જો હવે:
સંગીત ને વળી મેઘગર્જન ને વિહગનાં કૂજનો,
નિજ શોક ને નિજ હર્ષકેરો સંકુલ ધ્વનિ જીવનનો,
મૃદુ હળુ માનુષ વાણીનો, ગગણાટ એના શબ્દનો,
સાગરતણું વળી અટ્ટહાસ્ય વિરાટ હર્ષથી ઉદ્ચિત,
ને વિક્ષિપ્ત વાતાવરણમાંહિ વિમાનનો ઘૂ ઘૂ ધ્વનિ,
રણશિંગુ મોટરનું ફૂંકતું વેગનુ પૃથ્વી પ્રતિ,
ને યંત્રનો મરણહીણો ઘર્ઘર ધ્વનિ ને વ્યોમના,
વાયુભ્રમન્વિત ઘુમ્મટે દૂરત્વ ને અજ્ઞાતના
કો મૌનને ને જ્યોતિષપંથોના અને રવિભાસિત
દેશોતણી સ્મૃતિને જગવતી ભૂંગળાની ચીસ કો,
આ સૌ હવે તારા જ અદ્‌ભુત સૂર ને વિષયો બન્યાં.
સંવાદિતા છૂપી પ્રવેશી અન્ધ ઉરમાં પ્રજ્વલે,
ને સૌ બને સૌન્દર્યથી પરિપૂર્ણ, તું છે એટલે.

## ન્હાનાલાલ-જયન્તી નિમિત્તે

[ ફાલ્ગુની અમાસ તથા વળતે દિને ગૂડી પડવે (તા. ૯ને૧૦ એપ્રિલ) અમદાવાદમાં ન્હાનાલાલ કવિની ૮૨મી જયન્તી રૂડી રીતે ઉજવાઈ. એના વૃત્તાન્ત વાચકોએ છાપામાં વાંચ્યા છે. એ પ્રસંગ નિમિત્તે અહીં બે અવતરણ આપીએ છીએ. પહેલું, શ્રી અ. મ. રાવળે નવમી તારીખે આપેલ વાર્ષિક વ્યાખ્યાનમાંથી 'પ્રભાત' દૈનિકમાં તથા રાઝ થએલા સુસંપાદિત સાહિત્યપુષ્પ 'ખત અને પુરુષો'માંથી (૧૭-૪-૫૯) છે. બીજું, 'નમોવાણી'એ (૧-૧૫ એપ્રિલ ૧૯૫૯) પુનર્મુદ્રિત, ૧૯૪૦ના કવિ-વ્યાખ્યાનમાંથી, સુવિશાલ ધર્મ-સાહિત્ય-દેશના નમૂના વગેરે, મથાળું નવું આપીને, આપ્યું છે.—તંત્રી ]

## ૧. " બાળ ન્હાનલની બાળવીતરાઈ "

ન્હાનાલાલ નાના હતા ત્યારે જબરા તોફાની હતા. પારકી લડાઈ એ વહોરી લાવે, નિશાળે જવાનું કહીને જતી-આવતી ટ્રેન જોવા ઉપડી જાય ! ક્રિકેટનો તો નાનપણથી જ રસ, એટલે માજે જમવાના સમયે પણ ક્રિકેટ જોવા દોડયા જાય ! લગ્ન થયા પછી પણ, એ જમાનામાં, પોતાની પત્નીનુ નામ દઈ ' માણેક ' ' માણેક ' કરી ઠેઠ ઉપલે માળથી બૂમો પાડે !

## ૨. ' સજાવ્યા જેને રસ-શણગાર "

ગુજરાતનુ જૂનામા જૂનુ સાહિત્ય ને જૂનામા જૂની કવિતા તે જૈન સાહિત્ય ને જૈન કવિતા. જૈનોના સર્વશ્રેષ્ઠ સાહિત્યાચાર્ય ને કાવ્યાચાર્ય તે શ્રી હેમચન્દ્રસૂરીશ્વર. જૈન સૂરિઓએ સંસ્કૃતમા કાવ્યો રચ્યા છે પણ એમની પ્રધાન ભાષા તે અપભ્રંશ ગુજરાતી ભાષા સાંપ્રદાયિકપણાને કારણે અને આ ભાષાસીમાને કારણે જૈન સાહિત્ય ને કવિતા એમના ગુણપ્રમાણમા પ્રવર્તવા જોઈએ એથી સપ્રદાય બહાર ઓછા પ્રવર્ત્યા છે જૈન જગતની ગુજરાતની પરમ સેવા તે ગુજરાતના રાજવંશોની રાજસેવા; તેમ જૈન કવિતા ને સાહિત્યની ગુજરાતની પરમ સેવા. હેમચન્દ્રાચાર્યનું દ્વયાશ્રય કાવ્ય, મેરુતુંગા-ચાર્યના પ્રબન્ધચિન્તામણિ અને અન્ય અનેક પ્રબન્ધો ને રાસાઓમા ગુજરાત-નો પ્રાચીન ઇતિહાસ ભરેલો છે કવીશ્વર દલપતરામે ગુજરાત-કાઠિયાવાડમા ઘૂમીને એ પ્રબંધો ને રાસાઓ શોધ્યા, સગ્રહ્યા, પોતે ભણી ફારબસ સાહેબને ભણાવ્યા, ને એ ઉપરથી ફારબસે રાસમાળા લખી. છેલ્લા ૮૪ વર્ષોમા રાસપ્રબંધોનુ એવુ બીજુ ઇતિહાસ-સશોધન થયુ નથી અને બીજી રાસમાળા લખાઈ નથી ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ સજીવન રાખ્યો છે એ જૈન સાહિત્યની ને જૈન કવિતની ગુજરાતની પરમ સેવા.

પાદલિપ્તસૂરિ, શીલગુણસૂરિ, હેમચન્દ્રાચાર્ય, મેરુતુંગાચાર્ય, હીરવિજય સૂરિ, યશોવિજયજી ને વીરવિજયજી, કોઈ પણ ધર્મ ગૌરવવન્તો થાય એવી એ જૈનાચાર્યોની ગુજરાતના શણગારરૂપ નામાવલિ છે

## ૧. અમેરિકામાં ભારત

[ગગનવિહારી લ મહેતા 'ભાવનગર સમાચાર' ૧૪-૩-૫૯]

ભારત અને અમેરિકાનો સબંધ કોલંબસથી શરૂ થયો છે ભારતની શોધ કરવા નીકળેલા કોલંબસે અમેરિકાની શોધ કરી ત્યાંના વતનીઓને તેણે ઈન્ડીઅન નામ આપ્યું, અને તેથી ભારતના ઈન્ડીઅન અને અમેરિકાના ઈન્ડીઅન શબ્દો વચ્ચે ત્યાં ગુંચવાડો ઊભો થાય છે, અને તેથી આપણા માટે ત્યાં ઇંડિયા શબ્દનો ઉપયોગ થાય છે ખરું જોતાં તો એરિઝોના પર્વતોના શિખરોના જે વિષ્ણુ બ્રહ્મા વગેરે ભારતીય નામો છે તે ઉપરથી જણાય કે કોલંબસની પહેલાં ભારતીય સંસ્કૃતિ અમેરિકામાં પહોંચી ગઈ હતી વળી આપણા તત્ત્વજ્ઞાનની પણ અમેરિકન જીવન ઉપર ઘણી અસર થવા પામી છે

એમાં સ્વામી વિવેકાનંદના ઉપદેશની ઘણી ઊંડી અસર પડી છે રામકૃષ્ણ મિશનનાં ત્યાં ૧૧ કેન્દ્રો છે જ્યાં આલ્ડસ હક્સલી વગેરે વિદ્વાનોએ અભ્યાસ કર્યો છે સ્વાતંત્ર્ય પહેલાં ભારતના ક્રાન્તિકારીઓનું આગમન અમેરિકામાં થયું હતું અને તેઓ અમેરિકાના નાગરિક બન્યા હતા, તે પૈકી દિલીપ, સૌંધી વગેરે ત્યાંની કોંગ્રેસમાં પ્રતિનિધિ તરીકે ચૂંટાયા હતા શ્રી લાલા લજપતરાય શ્રી રવીન્દ્રનાથ ટાગોર અને શ્રીમતી સરોજિની નાયડુએ પણ અમેરિકાની મુલાકાત લીધી હતી શીખોનો ત્યાં કાયમી વસવાટ છે અને તેઓનાં ત્યાં ગુરુદ્વારા પણ છે ભારતની સ્વાતંત્ર્યની લડાઈમાં મદદરૂપ થવા માટે અમેરિકામાં સમિતિઓ સ્થપાઈ હતી આ સમિતિઓમાં શ્રી સિંધ અને શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીનો ફાળો છે

## ૨ ચેંગીઝ-તૈમુર પણ સરકારી

[ગગનવિહારી લ મહેતા 'પગદંડી' ૧૪-૩-૫૯]

આજે દુનિયામાં શાન્તિ છે, પરંતુ તે બેચેન શાન્તિ છે બધા દેશો સાથે જીવે છે પરંતુ બધા બેચેન છે બધા દેશોમાં શાન્તિ છે પરંતુ તે શાન્તિ અરસ-પરસના મેળને લઈને નહિ પરંતુ અણુયુદ્ધના પરસ્પર ભયને લઈને છે દુનિયામાં એવા દેશો છે કે જેમને લશ્કરી કરારોમાં વિશ્વાસ નથી યુરોપમાં ઇંગ્લેંડમાં, જાપાનમાં અણુ યુદ્ધનાં હથિયારો સામે તીવ્ર રોષની લાગણી છે હિરોશીમા નાગાસાકી ઉપર ફેંકેલ અણુ-બોમ્બ ગ. ચેંગીઝખાન અને તૈમુર જેવા હત્યારાઓ પણ સરકારી હતા એમ બતાવે છે।*

---

* બને ઉતારા તે તે પત્રમાં આવતું ગ ગ મહેતાશ્રમાંથી લીધા છે.—તંત્રી

## ત્રિવિષ્ટપ ને ભારતવર્ષ

[ મહેન્દ્ર મેઘાણીના 'તિબેટના ગીતરમા'થી ]

[ પ્રાચીન નામે, 'સ્વર્ગ' અર્થના ત્રિવિષ્ટપ યાને ] તિબેટ અને ભારત વચ્ચેના સબંધો ઘણા પ્રાચીન છે. ઈસુની છઠ્ઠી સદીના અંતમા સ્ત્રોગ-ત્સેન નામના તિબેટી રાજા મોટી ફોજ લઈને હાલના બિહાર અને આસામ સુધી ધસી આવેલ એમ કહેવાય છે તેના પુત્ર સ્ત્રોગત્સેન ગાંપો હર્ષવર્ધનના સમકાલીન હતા, ને તિબેટના એ સૌથી મહાન રાજા ગણાયા છે. એ રાજાએ ચીનની રાજકુંવરી સાથે લગ્ન કર્યાં તેને પરિણામે બૌદ્ધ ધર્મનો તિબેટમા પ્રવેશ થયો એવી આ પુસ્તકમા આપેલી હકીકતને ભારતીય વિદ્વાનો નું સમર્થન પણ મળેલુ છે. તિબેટી ભાષા માટે કોઈ લિપિની ખોજમા એ રાજાએ એક મડળીને કાશ્મીર સુધી મોકલેલી સાતમી સદીથી તો અવાર-નવાર ભારતના ખાસ કરીને બંગાળના, પડિતોને તિબેટના નિમત્રણો મળતા એ બધાની અસર તિબેટી કલા ઉપર પડેલી તે આજે પણ જોઈ શકાય છે

### હાસ્યજનક ભેગ, ને નિરર્થક

[ વિજયરાય-કૃત 'સાહિત્યદર્શન' (૧૯૩૫), પૃ. ૧૩૦ ]

ખરુ છે કે હજુ પણ કેળવાયેલા ને સરકારી મનાતા ઘણા ગુજરાતીઓ વાતચીતમા સ્વભાષાનો ઉપયોગ સગર્વ કરતા શીખ્યા નથી, છૂટથી શુદ્ધ ને સારુ ગુજરાતી બોલવાના યત્નો લોકોએ તેટલા થતા નથી, કોર્ટ–દરબારની ભાષા હજુ પારકી જ છે, આપણા વાક્યો બહુધા અંગ્રેજીમા જ વિચારાઈને બહાર પડે છે ને આપણી બોલીમા અંગ્રેજીનો નિરર્થક ને હાસ્યજનક ભેગ હજુ ઘણો છે

## સૌન્દર્યલહરીનો અવતારક

(અંક ઓક્ટો, ડિ. '૫૮) શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | ભૂલ | સુધારો |
| --- | --- | --- | --- |
| ૧૫૫ | ૨૫ | ગયા. | ગયા |
| ૧૫૭ | ૭ | નળકલિ | નવકલિ |
| ૧૫૮ | ૩ | પ્રાનિની | પ્રાપ્તિની |
| ૧૫૯ | ૧ | 'કુસુમવાળા' | 'કુસુમમાળા' |
| " | ૫ | આસો | આ સો |

| પૃષ્ઠ | પંક્તિ | ભૂલ | સુધારો |
| --- | --- | --- | --- |
| ,, | ૭ | એક | એ |
| ૧૬૦ | ૧ | ત્યારે | હોય |
| ,, | ૧૩ | વિજળતી | ખિજવતી |
| ૧૬૨ | ૩ | સ્વગૃહની | સ્વગૃહની |
| ,, | છેલ્લેથી ત્રીજી | ધનિક | ધાર્મિક |
| ૧૬૩ | ૧૦ | પડી પડીને | પડીને |
| ,, | ૧૩ | બે | આ બે |
| ,, | છેલ્લી | અને | તો હજી પણ |
| ૧૬૪ | ૧ | પણ | તોપણ |
| ,, | ૧૧ | બંગનાની | બગવાના |
| ,, | ૧૩ | ગોરંભના | ગોરંભના |
| ,, | છેલ્લેથી ત્રીજી | સરળ | સરલ |
| ,, | છેલ્લી | જાણીએ છીએ | જાણીએ |

## પ્રાપ્તિ-સ્વીકાર

૧. કાર્યવહી : સને ૧૯૫૫ [ ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ રૂા. ૨) ]

૨. મધ્યકાળના સાહિત્યપ્રકારો : ડૉ. ચન્દ્રકાન્ત મહેતા.
[ એન. એમ. ત્રિપાઠી. પ્રા. મુંબઈ રૂા. ૮) ]

૩. સાહિત્યની પાંખે : શ્રી અંબાલાલ પુરાણી
[ પથિક પ્રકાશન મંદિર, ઉમરેઠ રૂા. ૬) ]

૪. સાહિત્યસુધા : ડૉ. જનાર્દન પંડ્યા.
[ જનાર્દન ચં. પંડ્યા, મુંબઈ રૂા ૨ા ]

૫. પ્રદક્ષિણા : શ્રી ભોગીલાલ જ. સાંડેસરા.
[ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ રૂા. પા ]

૬. મેંદીનાં પાન : શ્રી અવિનાશ વ્યાસ
[ એન. એમ ત્રિપાઠી પ્રા. લિ; મુંબઈ રૂા ૪ ]

૭. વલ્લરી : શ્રી રમણ કોઠારી
[ વોરા એન્ડ કંપની, મુંબઈ રૂા. ૨) ]

૮. ભર્તૃહરિ-કૃત ત્રણ શતકો તથા શંકરમાર્ગવાદ :
અનુવાદ-શ્રી તનમનીશંકર ચિત્ર
[ શ્રી શિવ, મુંબઈ ]

# વાહ રે મુરારિ !

નથી કૃષ્ણ હું, નથી તું રાધા,
નથી આ જીવનપ્રીતની ગાથા.
ચન્દ્ર સૂરજ ને પૂરી રૂપાળી
રાય ને રંકની મિશ્ર ભુપાળી
વચ્ચે મધ્યવર્ગીય જિંદગી
અંગ અઢારે વાંકાંવાળી.
સૂરજ, ચન્દ્ર ને તારાની લીલા,
લીલૂડી ધરતી ચારુ શીલા,
પણ અમારી જિંદગી સારી
દિવસ રાતનું ભાન ભૂલીને
પેટને આહુતિ પૂરતી જ્યારે,
સરી જતી આ સુંદરતાના
અંશને ના કદિ પામતી ત્યારે.
જિંદગીનું સારું વિશ્વ અમારું
અઢાર ફૂટની ખોલી સમાયું
નગ્ન બાળકોની તાંડવલીલા
ચીંથરા જીંથરાં ગાળોની ભીસા,
રોજ અશાંતિ, રોજની પીડા,
આરોગ્યપારોગ, કુરૂપ ચીલા,
નિંદાની ધમણે પ્રાણ ધમાયે.
દુઃખની આગમાં શ્વાસનું પંખી
પિંજરના સહુ બંધન તોડી
પૂરી કરે જ્યારે આયુની લીલા,
ચિર શાન્તિને પામતા ત્યારે;
કેવી બની પ્રભુ, માયા આ તારી ?
લીલા તારી, પીડા અમારી.
વાહ રે મુરારિ ! વાહ રે મુરારિ !

કાન્તિલાલ પ્રોકર

# હે અષાઢ !

[ રમણ કોઠારી : 'વલ્લરી' : પૃ. ૧૪ ]

મારે હૈયે સ્મરણપડમાં જે હટાયો પડ્યો'તો,
ને જે આજે દ્રવી જઈ અરે આત્મને ભીંજવે છે,
મુક્તિ પહેલાં કદી અનુભવે યોગીનો મસ્ત આત્મા,
જે જાગેલો હિમગિરિ જતાં ધર્મના આર્દ્ર હૈયે,
એવો ગાઢા તિમિર ઘન શો શાન્ત ઘેરો વિષાદ
વર્ષાના આ પ્રથમ દિવસે તેં-જગાવ્યો અષાઢ !

પ્હાણા જેવું જડ થઈ ગયું કારમા કો પ્રહારે
હૈયું મારું ત્યહિં ઉદ્ભવી મૂક તાટસ્થ્યવૃત્તિ :
ઔદાસીન્યે પણ જ વસિયું મોત ધીમું ધીમું હા !
એથી સારી અણધડી ભલે આવતી મૃત્યુતિથિ.
ને એથી તો ઝબકી ઉઠિયા પ્રાણ તારી થપાટે,
આત્મા રેલ્યો રસિક મનનો આંસુનાં નીર વાટે.

•

તાટસ્થ્યે ના મરી જવું ગમે, એથી તો હો વિષાદ :
આ હૈયાની જગવ ફરીથી મૂક વીણા અષાઢ !

## શ્રી અંબાલાલ પુરાણીનાં

### ચિંતનશીલ પુસ્તકોની શ્રેણી

| | |
|---|---|
| ૧. સમિત્પાણિ ( ચિંતનાત્મક લેખો ) | ૫-૦૦ |
| ૨. ઈંગ્લેન્ડની સંસ્કારયાત્રા | ૫-૦૦ |
| ૩. દર્પણના ટુકડા ( લાંબી સળંગ વાર્તા ) | ૩-૦૦ |
| ૪. પથિકની વાતો ( ટૂંકી વાર્તાઓ ) | ૩-૦૦ |
| ૫. ઉપનિષદની વાતો | ૧-૦૦ |
| ૬. પૂર્ણયોગના પ્રકાશમાં ( શ્રી માતાજીની છબી સાથે ) | ૫-૦૦ |
| ૭. સાહિત્યની પાંખે | ૬-૦૦ |
| ૮. પત્રોની પ્રસાદી | ૨-૫૦ |

ઉપરાંત, સાવિત્રીગુંજન, કલામંદિર, ચિત્તંનની રૂપરેખા, સંયમ ને ભક્તિમાર્ગ ( ત્રીજી આવૃત્તિ ) દરેક પુસ્તક પાકા પૂંઠામાં, જેકેટ સાથે. આ પુસ્તકો

સોંઘામાં મેળવવા, રા. પચીસ આમળથી ભરી રૂા. પચાસનાં પુસ્તકો મેળવવા સારૂ લખો :-

પથિક પ્રકાશન મંદિર—ઉમરેઠ